२७५८

The Department of Public Instruction, Bombay.

# GUJARÁTI THIRD BOOK.

BY


SIR T. C. HOPE, K.C.S.I.,

LATE EDUCATIONAL INSPECTOR, N. D.


---


Fifteenth Edition—50,000 Copies.


---




BOMBAY:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

---

1886.




*Price Three Annas.*

૨૭૫૯

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગૂજરાતી ત્રીજી ચોપડી.

આ,

**સર ટિ. સી. હોપ, કે. સી. એસ. આઈ.,**

માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગુ. ભા.,

એઓએ રચી.

પંદરમી આવૃત્તિ—૫૦,૦૦૦ પ્રત.



મુંબઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક-ડીપો.

ઈસવી સન ૧૮૮૯.



**કીમત ત્રણ આના.**

# ત્રીજી ચોપડી શીખવવાની રીત.

પાછલી બે ચોપડીઓ સારી પેઠે શીખવવામાં આવશે એટલે છોકરાંને મૂળાક્ષર, જોડાક્ષર, વગેરેનું પૂરું જ્ઞાન થશે. આ ચોપડીની મતલબ એવી છે કે તેમને ભાષાનું જ્ઞાન થાય, અને તે કેમ શુદ્ધ લખવી તથા બોલવી તે જાણે, ને વળી તેની જોડે ઉપયોગી ખબર મેળવે.

એ કારણસર એવી જરૂર છે કે પ્રત્યેક પાઠને મથાળે જેટલા શબ્દ લખેલા છે તે ખૂબ ધ્યાન રાખી વંચાવવા, અને તેના અર્થ તથા જોડણી પૂછી જોવાં; છોકરાં અર્થ ન જાણતાં હોય, તો મહેતાજીએ પોતે સમજાવવા. ત્યાર-પછી ગમે તે એક છોકરાપાસે એક વાક્ય વંચાવવું; જો તેનાથી બરાબર ન વંચાય તો મહેતાજીએ પોતે ઘણી સંભાળ લઈ તે વાક્ય બરાબર રીત ને ઢબપ્રમાણે વાંચી સંભળાવવું, અને ફરીથી તેની કને વંચાવવું; વળી તેનું તે બીજાકને વંચાવવું. એ રીતે વર્ગ માંહેલા જે ઘણા નઠારા વાંચનાર હોય તેમાંથી ત્રણ ચાર કને વંચાવી પાકું કરાવવું. ત્યારકેડે તેમાંના કઠણ શબ્દોના અર્થ અને વાક્યની મતલબ પૂછી જોવી. તેનો બરાબર ખુલાસે જવાબ એકથી ન દેવાય તો બીજાને, અને બીજાથી ન દેવાય તો ત્રીજાને, એ રીતે છોકરાંને પૂછ પૂછ કરવું, અને વર્ગમાં કોઇને ન આવડે તો મહેતાજીએ સમજાવવું. મહેતાજીએ સમજાવી બેશી ન રહેવું, પણ છોકરાંનાં મનમાં તે બરાબર ઉતર્યું છે કે નહિ તે સૌથી મંદ બુદ્ધિનો છોકરો હોય તેને પૂછી ખાતરી કરી લેવી.

એ પ્રમાણે એક વાક્ય થયું એટલે બીજું લઈને તે પણ એક છોકરાપાસે વંચાવવું, અને તેને ન આવડે તો મહેતાજીએ પોતે વાંચી સંભળાવી તેની અને બાજાં છોકરાંપાસેથી વંચાવી મતલબ વગેરે પૂછી શીખવવું. એમ કરવાથી બધાં છોકરાંને બરાબર ઉચ્ચાર કરવાની તથા બરાબર ઢબથી સમજસાથે વાંચવાની ટેવ પડશે.

ઉપર કહ્યા પ્રમાણે ધ્યાન રાખીને વાંચન પાઠ આપવામાં આવશે તો તે પાઠ છોકરાંને પાકો થશે. પાકો થશે એટલે સારી રીતે વાંચતાં અને તેની મતલબ સમજતાં આવડશે. જ્યારે એ આવડે ત્યારેજ જાણવું કે પાકો થયો. પાઠ મોહે કડકડાટ ભણી જાય તેવી રીતે શીખવવાનો મતલબ બિલકુલ નથી; અને તેમ ન થાય એવી હમેશા મહેતાજીએ કાળજી રાખવી.

વળી વાંચન પાઠ વધારે પાકા કરવાસારૂ દરરોજ અથવા બે ત્રણ દિવસે જ્યારે જોગ બને ત્યારે શીખી ગએલા પાઠમાંથી હરકોઇ પાઠ ચોપડીમાંથી જોઇને પાટીપર ઉતારવાને સારૂ છોકરાંને કહેવું, અને તેમનું ઉતારેલું મહેતાજીએ તપાસી જોવું; અને તેમાં ઘણાએ જે ચૂક કરેલી હોય તે આખા વર્ગને દેખાડવી.

આ ચોપડીને છેડે બાળબોધ મૂળાક્ષર લખેલા છે તે શીખવવાની રીત આપ્રમાણે છે. ૧૨૮ મો પાઠ શીખવતાં માલૂમ પડશે કે બાળબોધ અને ગુજરાતી લિપિમાં ઘણોજ થોડો ફેર છે. એ પાઠ સારી પેઠે સમજાવીને પછી ૧૨૯ મો પાઠ, જે બાળબોધ મૂળાક્ષરનો છે, તે શીખવવો. એમાં પહેલી લીટીમાં ગુજરાતી અને તેની નીચે બાળબોધ અક્ષર લખેલા છે. તે બંને સરખાવી જોતાં છોકરાંને સહજ ખબર પડશે કે થોડાજ અક્ષરમાં

ફેર છે. એ બધા તેમની કને વંચાવવા, ને પછી તેમની પાટીપર તેમની કને લખાવવા. જે અક્ષરમાં ઘણો ફેર છે, તે છોકરાંના ધ્યાનમાં બરાબર ઠસવાસારૂ તેમના જુદા પાઠ કરેલા છે, અને પ્રત્યેક પાઠને મથાળે તેમાંના થોડા થોડા લખેલા છે, માટે તે આરંભે છોકરાંપાસે વંચાવવા, અને પછી પાઠ વંચાવવો. એ રીતે ૧૩૦ થી ૧૩૫ સૂધી પાઠ સારીપેઠે વાંચતાં આવડશે એટલે બાળબોધ અક્ષરનું જ્ઞાન છોકરાંને થશે.

આ ચોપડીથી છોકરાંને ઉપયોગી જ્ઞાન મળે એવી પણ મતલબ છે, માટે પ્રત્યેક પાઠમાંહેલી બિનાને લગતા બીજા દાખલા આપી તે સારીપેઠે સમજાવવી. જેમ કે, નીતિસંબંધી પાઠ હોય તો મહેતાજીએ તેને લગતા નવા નવા દાખલા આપીને તેની મતલબ છોકરાંના ધ્યાનમાં ઉતારવી. જાણે માબાપની સેવાવિષેનો પાઠ ચાલતો હોય, તો તે વખત કોઈ એવા શખ્સનો દાખલો આપવો કે જે માબાપની સેવા કરતો હોય, ને તેથી ઘણો સુખી હોય, અથવા કોઈ એવા છોકરાને કહી સંભળાવવી, અથવા તે વર્ગમાંનોજ કોઈ એવો ડાહ્યો છોકરો હોય, તો તેને શાબાશી આપી સૌના મનમાં પકકું ઉતારવું કે માબાપની સેવા કરવીજ જોઇએ. તેમજ કંઈ સામાન્યજ્ઞાનસંબંધી પાઠ ચાલતો હોય તો હરપ્રકારે તે છોકરાંના મનમાં ઉતારવો, જેવો કે ઘરવિષે હોય તો તેના બધા ભાગનાં નામ ઓળખાવવાં; વળી બની શકે તો નજરે બતાવવાં, અથવા તેમનો ઉપયોગ કહી સંભળાવવો, અને જેમ બને તેમ કરીને જાણીતા દાખલા આપી તેમના મનમાં તે પાઠમાંની હકીકત ઉતારવી. વળી જનાવર કે ઝાડવિષે પાઠ આવે, તો તે છોકરાંને નજરે દેખાડવાં; તેમ ન બને તો તેનાં

ચિત્ર બતાવવાં; વળી પાંદડાં, ફૂલ, ફળ, વગેરે સારી પેઠે ઓળખાવવાં.

કવિતાના પાઠ પાછલી ચોપડીમાં કહ્યાપ્રમાણે શીખવવા ને મોઢે કરાવવા. કેટલીક કવિતા તો પાછલા પાઠમાં જે વર્ણન વાંચી ગયા તેવિષેની છે, માટે તે મોઢે કરાવ્યાથી બેવડો ફાયદો થશે, એક તો તે પાઠ સારીપેઠે વાંચતાં આવડશે, અને બીજું તે વિષયની જાણવાજોગ હકીકત પણ ધ્યાનમાં રહેશે.

આ ચોપડી શીખવતી વખતે વ્યાકરણનું જ્ઞાન પણ છોકરાંને થોડું થોડું આપતાં જવું; જેમકે એક વાક્ય વાંચે તો તેમાંથી છોકરાંપાસે ઓળખાવવું કે એ વાક્યના બધા શબ્દ સરખા નથી, જુદી જુદી જાતના છે, અને તેમના નામ પણ જુદાં જુદાં પાડેલાં છે. પ્રથમ નામના શબ્દ ઓળખાવવા, પછી સર્વનામ, ત્યારપછી વિશેષણ, ક્રિયાપદ, વગેરે.

# ત્રીજી ચોપડીનું સાંકળીઉં.

# ત્રીજી ચોપડી.

---

## પાઠ ૧. આળસુ છોકરો.—ભાગ ૧.

ડાધીઓ મૂરખો પરવડવું આળસુ

પાલવવું રમતીઆળ ઓરો ચોકી

કોઈ એક મૂરખ નાનો છોકરો હતો, તેને એના બાપે નિશાળે મુક્યો. હવે આ છોકરો ઘણો રમતીઆળ, તેથી એને નિશાળે ભણવા જવું ગમે નહિ.

એક દહાડો તેણે ઘરમાં એક કીડીને કહ્યું જે, કીડી બાઈ આવો, આપણે રમીએ. ત્યારે તે બોલી ના મૂરખા ભાઈ, મારે રમવું કેમ પાલવે? હજી તો મારે ચોખાના દાણા દરમાં લઈ જવાના છે. પછી એક ચકલી મળી તેને કહ્યું આવો ચકલી બાઈ, આપણે રમીએ, ત્યારે તે બોલી ના મૂરખા, મારે તો ઘણું કામ છે. અમારે પંખીને રમવું પરવડે નહિ; મારે હજી બચ્ચાંને માટે ચારો આણવાનો છે. પછી એક ડાધીઓ કૂતરો રસ્તે જતો હતો તેને કહ્યું અલ્યા ડાધીઆ, અહીં આવ, આપણે રમીએ. તે બોલ્યો, ના મૂરખા, મારે તો ધણીના ઘરની ચોકી કરવા જવું છે, તે મારે આળસુ થવું કેમ પાલવે? એટલું કહીને તે ચાલતો થયો.

## પાઠ ૨. આળસુ છોકરો.—ભાગ ૨.

ઝંખવાણો જીવતર તાકીદ
મચ્યાં લાગલું નવરાશ

પેલો છોકરો તો ઝંખવાણો પડી ગયો; તે મનમાં વિચાર કરવા લાગ્યો જે આ શું! માણસ તો નકામાં નથીજ, પણ જનાવર સરખાંએ પોતપોતાનાં કામમાં એવાં મચ્યાં છે જે તેમને લગાર પણ નવરાશ આવતી નથી; ત્યારે જગત્માં આળસુ ઠોઠ તો હુંજ રહ્યો કે શું? ધૂળ પડી મારા જીવતરમાં જે હું આવડો મોટો થયો ને હજી કંઈ ભણ્યો નહિ. જો હું આળસુ રહ્યો તો આગળ મારી શી વલે થશે? એ રીતે તેને બહુ પસ્તાવો થયો, ને બીજે દહાડેથી લાગલું નિશાળે જવા માંડ્યું, ને ત્યાં બહુ મહેનત કરીને ભણવા લાગ્યો. એવું મહેતાજીએ જોયું એટલે તેને કહ્યું, વાહ વાહ! હવે તમે તો ઠીક ભણો છો, હું તમને જોઈને રાજી થયો, ને તમારૂં નામ મુરખો ફેરવીને આજથી હું તમને ડાહ્યાભાઈ કહીશ. નિશાળમાં પણ તાકીદ કરીશ જે તમને હવેથી મુરખો કહે નહિ.

---

## પાઠ ૩. સદાચરણ.

પહેલ સેહેલ વાણ સદાચરણ કોપણું

દોહરા.

જે જન જાણે જગતમાં
*જનમ ધરીને પહેલ

---

* જન્મ.

સદાચરણમાં ચાલવું,
તે પામે સુખ સંહેલ.
જાણી વાતો જે કરે,
બોલે મીઠી બાણ,
બીજાને કોપે નહીં,
તે છે ડાહ્યો જાણ.

આજમ દુરગારામ મંછારામ.

---

## પાઠ ૪. ભેંસ.

વગડાઉ　　ડાંસ　　ટુંકા　　ધાર

ભેંસ મોટું જબરૂં જનાવર છે. ગાયના કરતાં એનું શરીર જાડું હોય છે. એના પગ ટૂંકા ને જોરાવર હોય છે. કેટલીકનાં શીંગડાં પછવાડે વળેલાં હોય છે, ને તે શીંગડાની એક કોરે જરા ધારજેવું હોયછે. એનો ચામડી કાળી ને કઠણ હોય છે. એના ઉપર વાળ આછા હોય છે. ભેંસ માથું નીચું રાખીને ઘણી ધીમી દોડે છે. એને ડાંસ કરડી ખાય નહિ માટે ડિલઉપર કાદવ રહેવા દે છે. પાણીનાં તળાવ કે ખાડા હોય તેમાં ઘણી વારલગી પડી રહે છે; પણ નાક ને માથું પાણીની ઉપરનું ઉપર રાખે છે. ગાય કરતાં ભેંસો ઘણું દૂધ દે છે.

એ જનાવરના નરને પાડો કહેછે. કેટલાક દેશમાં પાડા-પાસે હળ ખેંચાવે છે. હળવડે ભોંય ખોદાઇને પોચી પડે છે એટલે તેમાં દાણા વાવે છે. પાડાને ગાડામાં ને કોશમાં પણ જોડે છે. ભેંસોને અને પાડાને વરસાદમાં ફરવું બહુ

ગમે છે. વગડાઉ ભેંસો બહુ જોરાવર હોય છે; કહે છે કે ચાર જબરી ભેંસો હોય તો એક વાઘને પણ પૂરી પડે.

---

## પાઠ ૫. ગાળાગાળી.

સ્વભાવ રાજકુંવર શિક્ષા અણસમજુ સાર
દંડ સજા વડાઈ યાદ રાખવું

જેનો સ્વભાવ નઠારો તે ગાળાગાળી દે છે, અને જેનો સ્વભાવ સારો તે સારા બોલ બોલે છે.

એક રાજકુંવરને કોઇ ગરીબના છોકરાએ ગાળો દીધી, તેથી રાજકુંવરે રડતાં રડતાં જઈને બાપઆગળ ફર્યાદ કરી. રાજાએ તે સાંભળીને પોતાની કચેરીમાં સર્વેને પૂછયું કે ફલાણા છોકરાએ મારા કુંવરને ગાળો દીધી માટે એને શું કરવું? ત્યારે કોઈએ કહ્યું, એને ગામ બહાર કાઢી મૂકવો ઘટે; કોઈ કહે, એને બંદીખાને નાંખવો; કોઈ કહે, દંડ લેવો. એમ સૌ જુદી જુદી રીતે બોલ્યા. પછી રાજાએ પોતાના કુંવરને કહ્યું કે હું રાજા છું; તને જેણે ગાળો દીધી તેને ઘટે તેવી શિક્ષા કરવી મારા હાથમાં છે; પણ તું તે છોકરાને માફ કરે તો બહુ સારૂં, કેમકે સજા કરવી તે કરતાં માફ કરવામાં વડાઇ છે. તે ઉપરથી બાપનું વચન રાખીને કુંવરે પેલા છોકરાને માફ કર્યું ને કહ્યું જે આ વેળા હું તને જવા દઉછું, કેમજે તું નાનો ને અણસમજુ છે, પણ યાદ રાખજે જે કોઈને ગાળ દીધામાં સાર નથી.

---

## પાઠ ૬. ગાળાગાળીવિષે કવિતા.

ભાખતા જશ બાળકી તોલ

દોહરા.

ભુંડા ભુંડું ભાખતા
ખોટી ગાળો ખાય,
મોટા એવા મુરખનો
જગમાંથી જશ જાય.
ભુંડું બોલે જે ધણી,
ગાળો દે ને ખાય,
મુરખ એને જાણવો,
તે બહુ દુખિયો થાય.
જે બાળક કે બાળકી
બોલે જેવો બોલ,
નક્કી થશે નર નારમાં
તેનો તેવો તોલ.

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૭. દેશ દેશનો ચાલ.

રીતભાત દેશ પહેરવેશ મારવાડી
સુરવાળ ચોરણો ઘૂમટો દક્ષિણી

બધા દેશની રીતભાત મળતી આવતી નથી. જુદા જુદા દેશના માણસ જુદો જુદો પહેરવેશ પહેરે છે.

આપણો પહેરવેશ જુદો; મારવાડીનો જુદો; દક્ષિણીનો જુદો; સાહેબલોકનો જુદો. આપણે બધા પાઘડીઓ

પહેરીએ છીએ, ને સાહેબલોક ટોપીઓ ઘાલે છે. આપણામાં ધોતીઆં પહેરવાનો ચાલ છે, અને બીજા કેટલાકમાં સુરવાળ કે ચોરણા પહેરવાનો ચાલ છે. દક્ષિણીનાં બૈરાં ડાબીતરફથી લુગડું પહેરે છે ને માથું ઉઘાડું રાખે છે. આપણાં બૈરાં જમણી તરફથી લુગડું પહેરે છે, ને માથે ઓઢે છે, ને કેટલાંક તો ઘુમટો તાણે છે. મારવાડીનાં બૈરાંના ઘાઘરા મોટા હોય છે. આપણા લોક દાઢી રાખતા નથી, મુસલમાનો રાખે છે. આપણા લોક હાથે જમે છે, ને સાહેબલોક છરી કાંટે ખાય છે. બોલીમાંએ ફેર છે. આપણે રોટલી કહીએ છીએ તેને દક્ષિણી લોક ભાકર કહે છે, અને મુસલમાન રોટી કહે છે. મોંનો ને શરીરનો ઘાટ જુદો જુદો હોય છે. હબશીની ચામડી કાળી હોય છે; આપણી ને બીજા કેટલાકની ઘઉના રંગજેવી હોય છે; ને સાહેબલોકની ગોરી હોય છે.

---

## પાઠ ૮. સંઘરો કરવાવિષે.

| | | | |
|---|---|---|---|
| કણ | સંઘાત | સકાળ | અચરજ |
| સંગ્રહ | દુકાળ | પ્રધાન | ગંજીઓ |
| રૈયત | કોઠાર | પોપડો | ચંદી |
| હેરાન | | ખાણ | |

દુકાળના દહાડામાં એક રાજાનાં ઘોડાં ચંદીવિના ભુખે મરવા લાગ્યાં, અને રૈયત પણ હેરાન થવા લાગી. એ વાતનો કંઈ વિચાર પ્રધાનસાથે રાજા કરતો હતો, તેવામાં રાજાની નજરે કીડીઓ ઘણી જોવામાં આવી; ત્યારે પ્રધાનને પૂછ્યું કે આવા વરસમાં કેટલીએક જાતનાં જનાવર

ભૂખે મરી જાય છે, કે દુબળાં થઇ જાય છે, અને આ કીડીઓ સકાળના વરસમાં જેવા જોરથી દોડે છે તેવાજ જોરથી આ વખતમાં પણ દોડતી દેખાય છે, તેનું શું કારણ હશે? પછી પ્રધાને કોઠારપાસે રાજાને લઇ જઇને પોપડો ઊખેડીને કીડીઓનું દર દેખાડ્યું. તેમાં દાણા ભરેલા હતા. તે જોઈને રાજા અચરજ પામ્યા, અને બોલ્યો કે. આ કીડીઓના જેટલું આપણામાં ડહાપણ નથી, નહિંતો સકાળના વરસમાં ઘાસની ગંજીઓ અને દાણાની ખાણો કરી રાખી હોત, તો આપણી રૈયત અને આપણે આજ આટલા હેરાન થાત નહિ.

---

દોહરો.

કીડી કણ સંગ્રહ કરે, જુઓ જનાવર જાત,
વસે વળી સંપે સદા. સર્વ મળી સંઘાત.

---

## પાઠ ૮. વડ.

| | | | |
|---|---|---|---|
| વડવાઈ | અસલ | કાબર | આરામ |
| છાંયડો | ઘટા | ટેટા | ઈમારત |

વડનું ઝાડ બીજાં ઝાડકરતાં મોટું થાય છે. એનું થડ જાડું થાય છે, ને એનાં મોટાં મોટાં ડાળાંમાંથી દોરીઓ-જેવા ફાંટા નીકળીને લટકે છે. એને વડવાઇ કહેછે. તે લાંબી વધીને ભોંયલગણ જાય છે, ત્યારે તેનું મૂળ બાઝે છે, તે પછી જાણે જુદાં ઝાડ હોય તેમ વધે છે, ને તે એવી જાડી થાય છે જે ઘણે વરસે વડવાઈ કયી ને અસલ થડ કયુ તે ઓળખતાં મહેનત પડે છે.

વડનાં પાંદડાં મોટાં, જાડાં, ને લાંબાં થાય છે. એનાં ડાળ ફેલાય છે, તેથી એની ઘટા થઇ રહેછે જે તડકી વેળા તેને છાંયડે માણસ, પશુ, પંખી, સર્વે આવીને બેસે છે, ને આરામ પામે છે. એ ઝાડના રાતા બોર બોરજેવા ટેટા થાય છે. તેની માંહે ઝીણા ઝીણા દાણા થાય છે. કાગડા, કાબર, અને બીજાં પંખી એ ટેટા ખાય છે. વડનું ડાળું કાપીને રોપ્યું હોય તો તેમાંથી ઝાડ થાય. એનાં લાકડાં ઇમારતના કામમાં આવતાં નથી.

---

## પાઠ ૧૦. વીંછી.

| | | | |
|---|---|---|---|
| ડંખ | વિખ | ચીપીઆ | ચાંદી |
| આંકડો | કપાએલું | ચૂસવું | સૂજેલું |

કેટલાએક વીંછી નાના હોયછે, ને રંગે પીળાશપર હોય છે; કોઇ કોઇ મોટા ને કાળા હોય છે. તેઓને આઠ પગ, બે ચીપીઆ, ને એક પૂછડી હોય છે. પૂછડીને છેડે ઝેરી ડંખ હોય છે. તેઓ પથરાતળે, કે ભીંતની ફાટમાં, કે અંધારી ને ટાઢકની જગામાં ભરાઇ રહેછે. વીંછી ઉતાવળે દોડી શકે છે, ને દોડતી વેળા પૂછડીને પીઠઉપર વાંકી વાળે છે. જે જીવડાને ખાય છે તેને પહેલાં પોતાના ચીપીઆવડે પકડી પૂછડીએ આંકડો મારે કે તરત જીવડો મરી જાય છે. બીજાજોડે લડતી વેળા એ ડંખ એને બહુ કામનો છે.

વીંછી લોકને ડંખે છે, તેથી કોઇવાર આખો દિવસ માણસને બહુ દુઃખ થાય છે. એ ઉતારવાનો સૌથી સારો ઉપાય એ છે કે જેવો તે ડંખે કે તરત તે ઠેકાણેથી ઝેર ચૂસી ચૂસીને થુંકી નાંખવું. જો મોંમાં ચાંદી, કે કપાએલું,

કે સૂજેલું, કે ચામડી ઉખ્પડેલી હોય, તો ચૂસનારને ઇજા થાય છે, કેમ જે વિખ્ લોહીમાં મળે છે ત્યારે અવગુણ કરે છે. મોટા સાપનું ઝેર પણ એમ સંભાળીને ચૂસે તો ફીકર નહિ.

---

## પાઠ ૧૧. છોડીઓને ભણાવવાવિષે.

વિલાયત ખબરદાર સુખી

નાની નાની છોડીઓ નિશાળમાં ભણે તેમાં સારૂં છે. તમારે એક નાનીસરખી બેન છે? હા, એક છે. એ મને બહુ વહાલી છે. મારી જોડે કેવી રમે છે ને હસે છે! જરાએ રોતી કે કજીઓ કરતી નથી. મહેતાજી, મારી જોડે એને નિશાળે તેડી લાવું? હા, એને તો રોજ તેડી લાવીએ. તમારી માને કહેજો કે એને એક ચોપડી અપાવે. નિશાળે ન આવે તો સમજાવીને તેડી લાવજો. જે છોકરાં-પાસે ચોપડીઓ ન હોય ને ભણે નહિ તેમને ઢોરજેવાં જાણવાં. જે છોકરૂં ભણે નહિ તે મૂરખ રહે, ને મોટપણે ઘણું દુઃખ પામે. વિલાયતના લોક ઘણા ખબરદાર છે તેનું કારણ એજ કે ત્યાં છોકરા ને છોડીઓ બેઉને ભણાવવાનો ચાલ છે. ત્યાંની બાઈડીઓ છોકરાને બહુ ભણાવે છે. જે દેશમાં બાઈડી ને ભાઈડા બેઉ ભણતાં નથી, ત્યાંના લોક કદી સુખી થતા નથી. જો છોડી નિશાળે ન આવે તો ઘેર ભણાવવી. જે છોડી ન ભણે તેને ગાંડી કહેવી.

---

# પાઠ ૧૨. પોપટ.



અવાજ પાંજરું પાળવું અર્થ

કેટલાંએક પંખીને માણસના જેવું થોડું બોલતાં શીખવીએ તો આવડે. પોપટ તો તમે દીઠો હશે. એને પણ બોલતાં આવડે. એને બે પાંખો, એક રાતી ચાંચ, ને બે પગ હોય છે. પીછાંની એક પૂછડી હોય છે. પોપટનો રંગ લીલો હોયછે. ઝાડ કે બીજે ઠેકાણે એ માળો બાંધી રહે છે. તે બચ્ચાંને દાણા કે ફળ લાવી ખવરાવે છે. બચ્ચાં મોટાં થાય છે, ને ઊડતાં આવડે છે, ત્યારે માબાપથી જુદાં પડે છે. તે ઇંડાં મૂકવાનાં થાય, ત્યારે નવો માળો બાંધે છે. એ પંખી ફળ કે અનાજ ખાય છે. એને પાળીને મહેનત લઈ ભણાવીએ તો આપણાજેવું થોડું બોલતાં શીખે. એમાટે કેટલાંએક માણસ પાંજરામાં પોપટ પાળે છે, ને પોતાની

મરજીમાં આવે તેવું બોલતાં શીખવે છે. પોપટ બોલતાં શીખે છે ખરો, પણ જે બોલે છે તેનો જરાએ અર્થ સમજતો નથી. છોકરાં જે કાંઈ ભણે કે વાંચે તેનો અર્થ જો સમજે નહિ, તો લોક કહેછે જે આ તો પોપટ જેવો છે, એને કાંઇ આવડતું નથી.

## પાઠ ૧૩. પોપટવિષે કવિતા.

અતોલ કાંઠલો *નમણું મનુષ્ય અથાગ
પીત મૂસતા ધાક અંગ

દોહરા.

પોપટ બેઠો પાંજરે
બોલે મીઠા બોલ,
સૂણતાં મનમાં સર્વને
ઉપજે હરખ અતોલ.
કોટે કાળો કાંઠલો
નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો,
ધારે ધણીની ધાક.
મીઠું બોલે મનુષ્યને
ઉપજે હેત અથાગ,
પોપટ પાળે પ્રીતથી,
કોય ન પાળે કાગ.

ક૦ દ૦ ડા૦

* નમણું એટલે નમેલું.

# પાઠ ૧૪. પોપટનાં બે બચ્ચાંની વાત.

વચન માન આવકાર દોંગાઈ
અસર નવાઈ નીવડવું

એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં લેઈ ગયો તેમાંનું એક બચ્ચું સારા માણસને ઘેર વેચ્યું, ને બીજું નઠારાને ત્યાં વેચ્યું. પેલા સારા માણસને ઘેર વઢવાડ કે ગાળાગાળો થતી નહોતી; કોઈ ભુંડું બોલે નહિ; કોઈ આવે જાય તો તેને સારી રીતે બોલાવે ને માન આપે. પેલો પોપટ એ સર્વે શીખ્યો. પણ પેલા નઠારા માણસના ઘરમાં તો રોજ મારામારી, ગાળાગાળી, લુચ્ચાઈ, ને દોંગાઈ થાય તે સઘળું તે પોપટ શીખ્યો. તે ગામનો રાજા એક દહાડો ત્યાંથી જતો હતો, તેને જોઈને એ પોપટ ભુંડી ગાળો દેવા લાગ્યો ને બોલ્યો, એને મારો, કાપો. એ સાંભળી રાજાને માઠું તો લાગ્યું, પણ બોલ્યો નહિ. આગળ ચાલતાં પેલા સારા માણસનું ઘર આવ્યું. ત્યાં રાજાને જોઈને પેલો પોપટ આવકાર દઈને મીઠાં વચન બોલ્યો. એ સાંભળી રાજાને નવાઈ લાગી, ને વિચાર કરતો કરતો ઘેર ગયો. પછી તપાસ કરતાં રાજાને માલૂમ પડયું કે એ બેઉ પોપટ એકજ માબાપનાં બચ્ચાં છે, પણ એક નઠારી સોબતમાં રહ્યું, તેથી નઠારૂં નીકળ્યું, ને બીજું સારી સોબતમાં રહ્યું, તેથી સારૂં નીવડયું. આ શીખામણ કદી ભુલવી નહિ કે "સોબત તેવી અસર."

---

## પાઠ ૧૫. કણબી ને ધન.

તન    અંતકાળ    પૂંજી    લાલચ

એક કણબીને ત્રણ છોકરા હતા. તે ખેતીનું કામ તન દઈને કરે નહિ એવા હતા. પેલો કણબી મરવા પડયો, ત્યારે એના દીકરાએ મળીને પૂછ્યું, બાપા, તમારી પૂંજી કે ધન જે કંઈ હોય તે હવે અમને કહો તો સારૂં, કેમજે તમારો અંતકાળ પાસે આવ્યો. બાપે વિચાર્યું જે આ છોકરા આળસુ છે, માટે એ તન દઈને મહેનત કરે તો એમને પૈસો મળે. પછી પેલ ડોસે છોકરાને કહ્યું, ભાઈ, મારૂં સર્વે ધન આપણા ખેતરમાં છે. પેલા છોકરા એવું સમજ્યા જે ખેતરમાં ધન દાટેલું છે. તેઉપરથી ડોસો મરી ગયાકેડે તેમણે તે દાટેલું ધન નીકળવાની લાલચથી આખું ખેતર ઊંડું ખોદી જોયું, તોએ ધન તો કંઈ નીકળ્યું નહિ. પણ એ ભોંય સારી ખોદાઈ તેથી તેમાં દાણા વાવ્યા, ત્યારે તેની એટલી તો નીપજ થઈ કે છોકરાને તેનો ઘણો પૈસો ઊપજ્યો. આઉપરથી પેલા છોકરા સમજ્યા જે બાપે કહ્યું તે ખરૂં, કેમકે ખરેખરૂં ધન જોઈએ તો આ ખેતરમાંજ છે, ને મહેનત કરીએ તો તે પામીએ.

---

## પાઠ ૧૬. તમને કોણે પેદા કર્યાં.

કપાળ    પેદા કરવું    બનાવ્યું

તમને, બધા છોકરાને, ને પશુપંખીને કોણે પેદા કર્યાં?

સાંભળવાના કાન, જોવાની આંખ, ને સુંઘવાને નાક, એ સર્વ કોણે આપ્યું? ચાખવાનું અને બોલવાનું મોઢું કોણે બનાવ્યું? ઝાલવાના હાથ, ચાલવાના પગ, અને ખરૂં ખોટું સમજવાનું મન, એ સૌ ક્યાંથી થયું? એ સઘળું આપણને કોણે આપ્યું? એ સૌ વાનાં ઈશ્વરે આપ્યાં. વળી તમે જે જે જુઓ છો, તે બધું તેણેજ પેદા કર્યું છે. તેણે તમને કર્યાં, અને તમારાં સગાંવહાલાંને પણ તેણેજ કર્યાં. તમે ભલાં થાઓ, અને ભલી રીતે ચાલો માટેજ તેણે તમને પેદા કર્યાં છે, તમે જો એમ નહિ કરો તો તે તમારાઉપર કોપશે. તમે તેને દેખતા નથી, પણ તમે કરો છો તે બધું તે જુએ છે. તમે જૂઠું બોલો તે પણ તે જાણે. દિવસે તો તમને જાળવે છેજ, પણ રાતમાં એ તમારી રખવાળી કરે છે. એવો તે આપણા સૌના ઉપર કૃપાળ છે. એને આપણી ફીકર છે તેટલી કોઈને નથી.

---

## પાઠ ૧૭. ગામ ને શહેર.

છોબંધ જથો હારબંધ જનાવર જવલે

કોટ અડચણ સહજ દરવાજા

માણસને એકલું રહેવું ગમતું નથી, કેમકે એકલાં રહે તો ચોરની ને જનાવરની બીક લાગે. વળી દીવો દેવતા જોઈએ તો સહજ ન મળે; બોલે ચાલે કોની સાથે? એકલાં રહેવામાં એવી એવી અડચણ છે, માટે પાસે પાસે ઘર બાંધીને રહે છે.

ઘણાંક ઘર એક જથે હોય તો તે ફળીઉં કે શેરી કહેવાય. ગામડામાં તો થોડાં ઘર અને ફળીઆં હોય, પણ ગામ કે કસ્બામાં તો ઘણાં ઘર ને ફળીઆં હોય છે.

જે ગામમાં મોટાં મોટાં છોબંધ ને હારબંધ ઘર હોય, અને સારાં સારાં ચૌટાં હોય, તેનું નામ શહેર.

ગામડાનાં ઘર ઝુપડાંજેવાં હોય છે, પણ શહેરનાં ઘર સારાં મોટાં બાંધેલાં હોય છે. ગામડાનાં ઘરને બારીઓ કે માળ જવલે હોય, પણ શહેરનાં ઘરને તો ઘણા માળ હોય છે. વળી તેમાં બારીઓ ને જાળીઓ મુકેલી હોય છે. શહેરમાં ઘણાં હાટ હોય છે, ત્યાં જે જોઈએ તે મળે છે. કેટલાંક ગામડાંને ફરતી વાડ હોય છે, ને માંહે પેસવાનો ઝાંપો હોય છે, તેમ કેટલાંક શહેરને કોટ હોય છે. ને તેમાં પેસનીકળ કરવાના દરવાજા હોય છે.

---

## પાઠ ૧૮. ઈંદ્રીઓ.

આકાર ધબાકો માલૂમ પડવું . ઈંદ્રીઓ

જુઓ, આ કેરી છે. એનો રંગ ને આકાર કેવો છે? રંગ તો પીળો છે, ને આકાર તો ગોળ છે. તમે કેમ જાણ્યું કે રંગ પીળો છે ને આકાર ગોળ છે? આંખે જોયું તેથી. એનો વાસ કવો આવે છે? મીઠો. તમે કેમ જાણ્યું કે મીઠો વાસ છે? નાકથી સુંઘી જોયું તેથી. વારૂ, આપણે એની ઉપર હાથ ફેરવી જોઇએ તો કેવી લાગેછે? જરા કઠણ ને લીશી લાગે છે. એનો સ્વાદ કેમ માલૂમ પડે? જીભવડે ચાખી જોઇએ ત્યારે. ચાખી જુઓની. વાહ! બહુ મઝાની છે. મન થાય છે કે જાણે બધી ખાઈ જાઉં. અરે, કેમ કેરી નાંખી દીધી? નાંખી નથી દીધી, એ તો પડી ગઈ. કંઈ ફીકર નહિ, પણ ધબાકો થયો તે તમે સાંભળ્યો તો હશે. શાથી સંભળાયો વારૂ? કાને.

સમજો ત્યારે: પાંચ ઇંદ્રીઓ છે, આંખ, નાક, ચામડી, જીભ, ને કાન. આંખે જોઇએ, નાકે સુંઘીએ, હાથેવતી ટાઢું ઊનું, લીસું એવું એવું જાણીએ, જીભે ચાખીએ, ને કાને સાંભળીએ.

## પાઠ ૧૯. આંગણું ચોખ્ખું રાખવું.

કોહાણ રલીઆમણું ગંદવાડ જીવજંતુ એઠવાડ

જે ગંદા લોક હોય, તે પોતાના આંગણામાં ને વાડામાં બહુ કચરો ને ગંદવાડ રાખે છે. તેમના ઘરઆગળ જઈએ તો પગ ખરાબ થાય, ને બહુ ગંધ આવે છે. એ તો બહુ નઠારૂં. ભાજી-પાલો, એઠવાડ, ને એવું એવું કંઈ બારણાઆગળ પડ્યું હોય, નઠારૂં પાણી ભરાઈ રહે, ને ગંધ ઘણી ઊડે, તેથી લોક માંદા પડે, એમાં આપણને મોટી લાજ છે. આંગણાઆગળ પાણી એકઠું થઈ ભરાઈ રહે, ત્યારે લોકને તાવ બહુ આવે. એના કોહાણથી ઘણી માખી ને જીવજંતુ નીપજે છે, ને તે આપણને દુઃખ દે છે. મચ્છરો આપણને કરડી કરડીને જાણે શીખામણ દે છે જે ગંધવેડો કાઢી નાંખો ને ચોખ્ખું રાખો. આંગણાં, ઘર, ને વાડા રોજ વાળી ઝાડીને સાફ રાખવા. બધો કચરો એક ખાડામાં નાંખવો કે વેગળે લઈ જવો. ઘણા લોક બાપડા ચોખ્ખાઈના ગુણ જાણતા નથી; જે જાણે છે તેમને બીજાને સમજાવવું ઘટે છે. ગુલાબ, મોગરા, ચંબેલી, કરેણ, ગોટા, એવાં ફૂલના છોડ બહુ સારા દેખાય છે, માટે વાડો કે આંગણાંમાં છૂટ હોય, ત્યાં રોપ્યાં હોય તો બહુ રલીઆમણું દેખાય.

---

## પાઠ ૨૦ ચોખ્ખાઈવિષે કવિતા.

ચીર મધપૂડો રચે માપ

ખાપ વાન સજ્જન

દોહરા.

ચોખ્ખી ચીજો રાખવી,
ચોખ્ખાં પેહેરો ચીર;

ચોખ્ખાં ઘર ને ચોક પણ,
ચોખ્ખે સુખી શરીર. ૧
મધપૂડો રૂડો રચે
માખી રાખી માપ;
ડાઘાડુઘી ન દેખીએ,
ખરેખરી *શુધ ખાપ. ૨
ચોખ્ખે †ચિત રાજી રહે,
વળે શરીરનું વાન;
ચોખ્ખે સજ્જન ચારમાં
મળે મનુષ્યને માન. ૩

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૨૧. ઘોડો.

| | | | |
|---|---|---|---|
| સુંવાળા | નક્કર | મંજલ | ખોંખારે છે |
| નાળ | બરાડે છે | નિર્દય | ફલંગો |

ઘોડો સીમમાં ગાયો ભેગો ચરે છે. તે શું ખાય છે? ઘોડો ગાયના જેવો છે, નહિ? ઘોડો ગાયના જેવો તો ખરો, પણ બહુ નહિ. ગાયની પેઠે તેને ચાર પગ, લાંબી પૂછડી, ને આખે ડિલે વાળ છે. પણ તેના વાળ ઝીણા ને સુંવાળા છે. તેના પૂછડાના વાળ લાંબા લાંબા છે, પણ ગાયને તો પૂછડાને છેડેજ હોય છે. ગાયને શીંગડાં હોય છે, પણ ઘોડાને નથી હોતાં. ઘોડાનું ને ગાયનું બોલવું જુદું છે. ઘોડો ખોંખારે છે ને ગાય બરાડે છે. ઘોડાની ખરીમાં ચીરો નથી, તે નક્કર અને કઠણ હોય છે. ઘોડાને કાંકરા અને પથરામાં ચાલવું પડે છે, ત્યાં વાગે નહિ, માટે

---

* શુદ્ધ. † ચિત્ત.

પગે નાળ જડે છે. માણસને પોતાની પીઠપર લઈને તે ઘણાક ગાઉની મંજલ કરે છે, મોટી મોટી ફલંગો મારે છે, ને બોજો એ વહે છે. કોઈ કોઈ દેશમાં એને હળમાં ને ગાડાંમાં જોડે છે. તેને સારૂં ખવરાવીએ ને ચાકરી કરીએ તો તે બહુ કામ કરે. પોતાની ઉપર માયા રાખનારને બહુ ચાહે છે. નઠારાં માણસ ને નિર્દય છોકરાં હોય, તેજ ઘોડાને દુઃખ દે છે.

## પાઠ ૨૨. આમલીનું ઝાડ.

| | | | |
|---|---|---|---|
| કાતરા | સંગીન | ચીકણું | ચોખંડા |
| વટેમાર્ગુ | કચુકા | ચિચોડા | કોરૂં |

આમલીનું ઝાડ મોટું થાય છે. એનાં પાંદડાં ઝીણાં હોય છે. આમલીના લાંબા લાંબા શીંગોજેવા કાતરા થાય છે, તેની માંહે રાતાં ચોખંડા બી હોય છે, તેને કચુકા કે ચિચોડા કહે છે. આમલીનો સ્વાદ ઘણો ખાટો હોય છે, તેથી જે ખાવાની જણસમાં ખટાશ જોઈએ તેમાં એ નાંખે છે. એ ઝાડ વીસ વીસ પચીસ પચીસ હાથ ઊંચાં હોય છે. એ ઝાડને મોટું થતાં ઘણાં વરસ લાગે છે, માટે એનું લાકડું સંગીન તથા ચીકણું થાય છે. એ ઝાડની ઘટા સારી હોય છે. ચોમાસામાં વરસાદ વરસે છે, ત્યારે વટેમાર્ગુ એની તળે આવીને ઊભા રહે છે, તેથી વરસાદનું એકે ફોરૂં તેમના ઉપર પડતું નથી.

આમલી બારેમાસ મળતી નથી, અને તેનો ખપ તો રોજ ખરો, માટે તેને ભાગીને માંહેથી કચુકા કાઢી નાંખે છે, ને પછી તેને મીઠું દઈ તેના ગોળા કરી રાખી મૂકે છે.

## પાઠ ૨૩. આમલીવિષે કવિતા.

અકલ નેક તસુ નવ મોજ
ઘણેરી મહાલે માતા તાત શાણા
વિશ્વ વિખ્યાત

છપ્પો.

મા દૉકરીનું નામ, અકલથી જાણવું એક ;
ઘર ઘર તેનું કામ, નિત્ય નિત્ય પર નેક ;
મા તો ઠામની ઠામ, તસુ એક નવ ચાલે ;
દૉકરી ગામે ગામ, મોજ ઘણેરી મહાલે ;
વળી તે દૉકરીનો દીકરો, માતા કેરો તાત છે ;
સામળ કહે શાણા સમજજો, વિશ્વવિષે વિખ્યાત છે.

---

## પાઠ ૨૪. આંખ.



*ચાટલું ભમર †છાજલી
રતાંધળો ખાળવું સારે છે
પોપચું રજ પાંપણ

આંખ છે તો નાનીસરખી, પણ એવડે મોટી મોટી જણસો

---

* ચાટલું એટલે આરશી. † છાજલી એટલે છજું.

દેખાય છે. નાના આટલામાં જેમ આખો આકાર પડી રહેછે, તેમજ એમાં પડે છે. એવડે ખરેખરો આકાર ને રંગ જણાયછે.

આંખ મોંપર નાનાસરખા ગોખલામાં રાખી છે. એ ગોખલો હાડકાનો છે, તેથી આંખનું જતન થાય છે. આંખની ઉપર કમાનના જેવી ભમર હોય છે, તે છાજલીનું કામ સારે છે. પોપચું આંખનાં બારણાંનું કામ કરે છે. પોપચાને લીધે ઝીણી રજ કે ઘણું અજવાળું આંખમાં જવા પામતું નથી. કંઈ જીવડું ઊડતું ઊડતું આંખમાં જતું હોય, તો તેને પાંપણ ખાળે છે.

જે એક આંખે આંધળો હોય, તેને કાણો કહે છે. બે આંખે જેને સૂઝતું નથી, તેને આંધળો કહે છે. દહાડે દેખાતું હોય, પણ રાતે જેને દેખાતું નથી, તેને રતાંધળો કહે છે. એના ઉપર દયા રાખવી, ને આપણી આંખો સાજી છે, માટે પરમેશ્વરનો પાડ માનવો.

---

## પાઠ ૨૫. મહેનતવિના કંઈ મળે નહિ.

| | | |
|---|---|---|
| કપાસ | બળતણ | લટકતાં |
| કહેવત | ભાખરી | કુંભાર |
| ઘાટ | કાંતવું | વણવું |

મહેનત કરીએ તોજ ખાવાપીવાનું ને ઓઢવાપહેરવાનું મળે.

ધાન્ય ભોંયમાંથી થાય છે, પણ ખેડીને વાવે નહિ, તો કંઈએ પાકે નહિ, અને પાકે નહિ ત્યારે ખાઈએ શું? માટે મહેનત કરીએ તોજ ખાવા મળે.

રાંધવાને કાજે બળતણ જોઈએ તે તૈયાર છે, પણ ઝાડને કાપી લે ત્યારે કામમાં આવે.

વાસણો કંઈ ઘડેલાં તૈયાર ભોંયમાં દાટેલાં નથી, માટી ખોદી કાઢીને કુંભાર તેનો ઘાટ ઘડે, ને પછી પકવે ત્યારે વાસણ થાય.

ઓઢવાપહેરવાને લુગડાં જોઈએ, તો તે પણ ઝાડે તૈયાર લટકતાં નથી. એ તો જ્યારે ખેતરમાંથી કપાસ લાવે, પછી તેને કાંતે, ને વણે, ત્યારે કામમાં આવે.

એ બધું સુખને માટે તો ખરૂં, પણ મહેનત કરીએ નહિ તો એમાંનું કશુંએ મળે નહિ. કહેવત છે કે "ચાકરીવિના ભાખરી નહિ."

---

## પાઠ ૨૬. મહેનતવિષે કવિતા.

### ભાગ ૧.

ધરતી પાક

દોહરા.

પીવા ખાવા પેહેરવા
અને ઓઢવા અંગ,
મળે મેહેનતમાંથકી
રાતા પીળા રંગ.
ધરતીમાંથી ધાન્ય તો
થોકે થોકે થાય,
ખાંતે જો ખેડે નહીં,
ખાવાનું શું ખાય?
આપણને સૌ ઈશ્વરે
આપ્યા છે ઉપાય;
પણ બળતણ વાસણવિના
શી રીતે રંધાય?

ક૦ દ૦

## પાઠ ૨૭. મ્હેનતવિષે કવિતા.

### ભાગ ૨.

હાલ વખત શણગાર પરઘેર સરસ કાં

દોહરો.

ને તો તું તૈયાર કર
કાં કર્યો આપે કોય?
તારે તારા અર્થનું
હાલ વખત તે હોય.
નથી લટકતાં લુગડાં
તે ઝાડે તૈયાર;
વાવી કાંતે જો વણે,
થાય સરસ શણગાર.
માટે મ્હેનત જો કરે,
ઘેર રહી પરઘેર,
ચાકરી કરતાં આખરી
પામે રૂડી પેર.

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૨૮. દાન.

આપદા પરોપકાર આશિષ મૂએ
આંતરડી પુણ્ય વાવરવું કૃપણ

છાણનો એકઠો ઢગલો કરી રાખ્યો હોય, તો તેમાંથી ગંધ

ભીડે છે, પણ ભોંયપર પાતળું પાતળું લીંપ્યું હોય, તો કામ આવે. એજ રીતે જે માણસ ધન સંઘરી રાખે છે, ને મુદલે વાવરતો નથી, તેને લોક સૂમ એટલે કૃપણ કહે છે. પરમેશ્વર પણ તેનાપર નારાજી રહે છે. પણ તેજ ધન ગજાપ્રમાણે જો પરોપકારમાં નાંખ્યું હોય, તો પૈસો લેખે પડે છે. ગરીબગરબાંની આંતરડી આશિષ દે છે, ને તેથી પરમેશ્વર રાજી થાય છે. વળી તેને દુનિયામાં જશ મળે છે.

જે ખેતરમાં કંઇ વાવેલું હોય છે, તેમાંજ બીજું કાંઇ વાવીએ તો ફોકટ જાય છે, તેમ જે કોઈ સુખી છે, ને જેને કશી આપદા નથી, તેને કશું આપીએ તો નકામું જાય છે. પણ જે ગરીબ, કંગાલ, ભૂખે મરતાં માણસ હોય, અને જેના હાથપગ અટક્યાથી મહેનત મજૂરી થતી ન હોય, તેવાને આપવું એ ઘણું સારૂં કામ છે.

---

## પાઠ ૨૯. સાચ.—ભાગ ૧.

| | | |
|---|---|---|
| દેશાઈ | દાખલા | ગમ્યો |
| ઊઠયાં | ચપ્પુ | રૂપિઆ |

બાપુભાઈ કરીને કોઈ દેશાઈ હતો, તેને બે છૈયાં હતાં, એક દીકરો ને એક દીકરી. એકનું નામ લલ્લુ ને બીજીનું નામ લખી. લલ્લુ પાંચ વરસનો ને લખી છ વરસની હતી. એ છોકરાંની માનું નામ મણીબા હતું. બાપુભાઈ ને મણીબા બે ભલાં માણસ હતાં, તેથી એમનાં બંને છોકરાં પણ સારાં ઊઠયાં. કોઈ દહાડો લડે નહિ, ગાળો ન દે, જાૂઠું ન બોલે, ને એક એકના ઉપર ઘણું હેત રાખે. એના હું તમને એક બે દાખલા આપું. એક દહાડો દેશાઈએ લેખણ ઘડવાનો સારો ચપ્પુ આણ્યો; તે ઘરમાં સૌએ બહુ વખાણ્યો; લલ્લુને પણ તે બહુ

ગમ્યો. બીજે દહાડે સવારમાં લલ્લુ વહેલો ઊઠ્યો, ને પેલો ચપ્પુ લઈને રમવા મંડ્યો. જે દેખે તે કાપે. એવામાં દેશાઈની ત્રીસ રૂપિઆની મોટી પાઘડી દીઠી, તેને પણ મોટો કાપ મૂક્યો. સવારે રમવાનો વખત પૂરો થયો, ત્યારે લલ્લુ ને લખી નિશાળે ગયાં. પેલી પાઘડી ફાટ્યાની વાત કોઈએ જાણી નહિ.

---

## પાઠ ૩૦. સાચ.—ભાગ ૨.

સાચાબોલું ગભરાતું ધીરજ

બપોરે જમીને દેશાઈ બહાર જવા નીકળ્યા, ત્યારે જેવા પાઘડી લઈને માથે ઘાલવા ગયા કે પેલો કાપ નજરે પડ્યો. તેવાંજ ઘરનાં સૌ માણસને બોલાવીને પૂછ્યું, આ પાઘડી કોણે ફાડી? સૌએ કહ્યું, અમે કોઈ કાંઇ જાણતાં નથી. એવામાં લલ્લુ નિશાળેથી આવ્યો. એણે ઘરનાં સૌ ભેગાં થએલાં જોઈ પૂછ્યું, બાપા, આ શું છે? બાપે કહ્યું, જોની, આ મારી મોટી પાઘડી કોઇએ કાપી નાંખી છે.. એ સાંભળીને પેલો છોકરો પહેલાં તો જરા ગભરાયો ખરો, પણ પછી ધીરજ આણીને બોલ્યો, બાપા, હું જૂઠું નહિ બોલું, એ તો મેં ફાડી, હવે કેમ થશે? દેશાઈ જરાએ ખીજ્યા નહિ, પણ સામો છોકરાને છાતીએ ચાંપીને કહ્યું, કંઇ ફીકર નહિ. કદી એવી સો પાઘડીઓ ફાટે તોએ શું થઈ ગયું? પણ તું જૂઠું ના બોલ્યો તેથી હું બહુ રાજી થયો. તું જો જૂઠું બોલ્યો હોત, તો મને તારૂં મોં ન ગમત. સાચાબોલું છોકરૂં સૌને વહાલું લાગે. લલ્લુ, આજપછી વાંક કરવો નહિ, ને કદી અજાણતાં થાય, તો તે આજની પેઠે સાચું બોલીને ઝટ માની દેવો.

---

# પાઠ ૩૧. સાચવિષે કવિતા.

સંકટ પરલોક રાજ શુભ
*ક્રોડ હોડી• સિંધુ

દોહરા.

સહીએ સંકટ સર્વ પણ
કહીએ સાચી વાત;
લહીએ સુખ પરલોકમાં,
રહીએ સુખી દિનરાત. ૧

સાચું તે શુભ છે સદા,
જૂઠે દુખ દેખાય;
ક્રોડ ઉપાય કરી જુઓ,
સાચેથી સુખ થાય. ૨

સાચે કામ સરે સદા,
જૂઠે નક્કી ન થાય;
કાગળની હોડી કરો,
તેથી ન સિંધુ તરાય. ૩

ક૦ દ૦ ડા૦

---

* કરોડ.

## પાઠ ૩૨. ઘેટાં.



કાતરવું ધાબળીઓ કામળો ભરવાડ

જુઓ આ કામળો, એ શેનો થાય છે? તમને ખબર તો હશે? નહિતો હું તમને કહું. ઘેટાં તો તમે દીઠાં હશે! એ કાંઈક બકરાંના જેવાં હોય છે, ને એનાં શીંગડાં વળેલાં હોય છે. ઘેટીને શીંગડાં નહોય, ને કેટલાંએક ઘેટાંને પણ નથી હોતાં. એને આખે ડિલે નિમાળા ઘણા હોય છે, તેને ઊન કહે છે. આપણા દેશમાં તો એ ઊન વાળજેવું છે, ને એના કામળા, કામળીઓ, ને ધાબળીઓ થાય છે, પણ જ્યાં ટાઢ બહુ પડે છે, ત્યાંનાં ઘેટાંનું ઊન ઘણુંજ ઝીણું ને સારૂં થાય છે. એનાં લુગડાં ઘણાંજ સારાં બને છે. ઊનને લીધે તેમને ટાઢ નથી વાતી. વાહ! શી પરમેશ્વરની દયા! અરે, નહિતો એ બિચારાં ટાઢે મરી જાત! ઊનાળામાં બહુ તાપ પડે છે, તેવારે ભરવાડ ઊન કાતરી લે છે. એથી બે કામ થાય છે; ભરવાડને એ ઊનના પૈસા ઊપજે છે, ને ઘેટાંને સુખ થાય છે. એસિવાય એનું ચામડું ને દૂધ કામમાં આવે છે. એ બાપડાં એવાં ગરીબ છે કે કોઈને દુઃખ દેતાં નથી.

---

## પાઠ ૩૩. લીમડો.

ઝરવું લીંબોડીઓ રોગ પેટી

લીમડાનું ઝાડ રળિયામણું દેખાય છે. એનાં પાંદડાં પોપ-

ટીઆ રંગના થાય છે. ને આમલીનાં પાંદડાંથી મોટાં હોય છે. લીમડાના ઝાડને ઊગતાં ઘણાં વરસ લાગે છે. એ ઝાડમાંથી ગુંદર ઝરીને નીકળે છે. લીમડાને રાયણના જેવી લીંબોળીઓ આવે છે, તે પાકે ત્યારે ગળી લાગે છે. પણ એનાં પાંદડાં તો કડવાં વિખજેવાં હોય છે. કેટલાક રોગમાં લીમડાનાં પાંદડાં ઓસડને ઠેકાણે કામ આવે છે. લીમડાનાં ઝાડ વીસ વીસ હાથ ઊંચાં હોય છે. એનું લાકડું ઈમારત બાંધવામાં કેટલેક ઠેકાણે કામમાં આવે છે. એનાં પાટીઆંની પેટીઓ થાય છે, ને બીજા કામમાં પણ આવે છે.

કેટલાંક લીમડાનાં ઝાડ મીઠાં પણ થાય છે, તેનાં પાંદડાં કઢીમાં નાંખે છે તો તે બહુ સ્વાદ થાય છે.

---

## પાઠ ૩૪. ધાન્ય.

ડુંડું પૈસાદાર કણસલું બાજરીઉં

ઉંબી કડબ પૂળા

વરસાદથી ધાન્ય પાકે છે. તેમાં કેટલાંક તો વરસાદમાં એકજ વાર વવાય છે. બાજરી ચોમાસું બેસતાં વવાય છે, ને દીવાળી પહેલાં તૈયાર થાય છે. જાર પણ તેવામાંજ થાય છે, પણ જરા મોડી પાકે છે. પણ ઘઉં તો શિયાળો બેસે ત્યારેજ વવાય ને ઊનાળો બેસતે કપાઈ રહે.

આ ત્રણે અનાજ ખાધામાં આવે છે. કોઈ બાજરી ને કોઈ જાર ખાય છે. પણ મોટા પૈસાદાર લોકો તો ઘઉં ખાય છે.

જાર બાજરીના સાંઠા લાંબા હોય છે, તેને કડબ કહે છે. તેના પૂળા બાંધે છે. તે પૂળા ઢોર ખાય છે.

જેમાં જાર બાજરી થાય છે, તેને ઠુંડું કે કણુસલું કહે છે. જેમાં બાજરી થાય તે બાજરીઉં, ને જેમાં ઘઉં થાય તે ઉંબી કહેવાય છે.

કણુસલાને મસળે ત્યારે તેમાંથી દાણા નીકળે. તે દાણાને ઘંટીમાં દળીને લોટ કરે, ત્યારે તેનો રોટલો થાય, તે રોટલો આપણે ખાઈએ.

---

## પાઠ ૩૫. ધાન્યવિષે કવિતા.

તલસરા શીંગ કઠોળ પોપટા

શેરડી જવ ડાગર

દોહરા.

બાજરીઆમાં બાજરી
જાર કણુસલે જોય,
ઉંબીમાં તો ઊપજે,
ઘઉં ડાંગર જવ હોય.

તલના તે તો તલસરા,
શીંગે સર્વ કઠોળ,
થાય ચણાના પોપટા,
શેરડી શાકર ગોળ.

ચોમાસાના ચારમાં
થાય બાજરી જાર,
શિયાળામાં ઘઉં ચણા
તે સર્વે તૈયાર.

## પાઠ ૩૬. ધરતી.—ભાગ ૧.

કિલ્લા　　નાળાં　　મરડીઆ　　પહાડ

ધરતીઉપર શું શું હોય છે? બહુંએ હોય છે; એક તો નદી હોય, તેમાં નહાઇને ડિલ સાફ કરે છે; લૂગડાં ધોઇને તેમાંનો મેલ કાઢી નાંખે છે; પાણી પીને તરસ મટાડે છે. પાણીવગર માણસને જરા પણ ચાલે નહિ, માટે પરમેશ્વરે ઘણે ઠેકાણે પાણી ભરી રાખ્યું છે. કૂવા, તળાવ, નદીઓ, એ સૌમાં પાણી પીવાનું હોય છે. નદીઓને કાંઠે ખેતર હોય, તેને તેમાંથી પાણી પાય છે. એવગર નદીઓ બહુ ખપમાં આવે છે. ધરતીઉપર પહાડ હોય છે; તેની ભોંય ખેડાતી નથી, તેથી ત્યાં ઝાડ ઊગી નીકળ્યાં હોય, તેનાં લાકડાં ઘર બાંધવાના કામમાં, તથા બાળવાના કામમાં આવે છે. વળી ધરતીઉપર ઘાસ થાય તે ઢોરના ખાવામાં આવે છે. વળી પહાડઉપર રાજા મોટા કિલ્લા બાંધે છે, તેથી બીજા કોઇથી એકાએક તે લેવાતા નથી. ધરતીઉપર નાળાં હોય તેમાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તેનો ચૂનો થાય છે. તે ઘર બાંધવાના કામમાં આવે છે.

---

## પાઠ ૩૭. ધરતી.—ભાગ ૨.

રાન　　અનેક　　પદાર્થ　　હીરા

માણેક　　*જામફળ　　જાંબુ

ધરતીઉપર વન છે, તેમાં મોટાં મોટાં ઝાડ ઊગે છે. તેનાં લાકડાં ઘર બાંધવાના કામમાં આવે છે. સરખી ભોંય

---

* જામફળ એટલે જમરૂખ.

હોય, તેઉપર ખેતર થાય, તેમાં દાણા પાકે. કપાસ પાકે છે, તેનાં લૂગડાં વણાય છે. ધાતુની ખાણો હોય, તેમાંથી વાસણ કરવાની ધાતુ નીકળે છે. તેની તપેલી, લોટા, લોટીઓ, ખીલા, ખાળીઓ, એ બધું થાય છે. ભોંયમાં હીરા માણેકની પણ ખાણો હોય છે. ભોંયમાંથી માટી નીકળે છે, તેની ઇંટો, નળીઆં, ને કચરાનાં વાસણ થાય છે. એવગર માટીનું બીજું પણ ઘણું થાય છે. આપણે જામફળ, કેળાં, લીંબુ, જાંબુ ખાઈએ છીએ તે પણ વાડીઓમાં થાય છે. ત્યારે હવે કહો, નદી, નાળાં, ડુંગર, ખેતર, વાડી, રાન, ખાણ, એ બધાં કોને કાજે કર્યાં છે? માણસનેજ કાજે. ત્યારે આપણે પરમેશ્વરનો પાડ માનવો જોઈએ જે આપણા સુખને માટે જગત્માં અનેક જાતના પદાર્થ કરી રાખ્યા છે.

## પાઠ ૩૮. માબાપની સેવા.



સેવા    જંપવું    દાઝ

માબાપની સેવા કરવી. તેમના ઉપર હેત રાખવું. જુઓ, તે તમારા ઉપર કેટલું હેત રાખે છે! તમારો જન્મ થયો, ત્યારથી આજલગણ તમને ઉછેરતાં તેમને બહુ દુઃખ પડ્યું છે. તમે

નાનાં બાળક હતાં, ત્યારે તમને બોલતાં કે હીંડતાં નહોતું આવડતું; તમારાથી કશું નીપજે નહિ, આખો દહાડો ખા ખા કરતાં, ને રોઈ રોઈને એગ્રલાં તેમને પજવતાં જે તે જંપીને બેસવા પામતાં નહિ.

સંસારમાં આપણાપર માબાપ જેવું બીજું કયું સગું હેત વહાલ રાખે? તમારે સુખે સુખીહું, ને તમારે દુઃખે દુખીહું. માબાપવિના બીજું કોણ છે?

તમે માંદાં પડો છો ત્યારે, કે કાંઈ વેદના થતી હોય ત્યારે તે જોઈને તમારી દાઝ કોને આવે છે?

માબાપ કહે તે માથે ચડાવવું, ને તેમના કહ્યામાં રહેવું. તેમણે કાંઈ કામ કહ્યું હોય તો તેમના મોંઆગળ કરવું, ને તે ન હોય ત્યારે પણ તેવુંજ કરવું.

---

## પાઠ ૩૯.

## માબાપના ગુણવિષે કવિતા.

અવસર  અમાપ  બરદાશ  દાસ

ટગમગ  ઘડી  ઉમર

દોહરા.

ટગમગ પગ ટકતો નહિ,
ખાઈ ન શકતો ખાજ;
ઉઠી ન શકતો આપથી,
લેશ હતી નહિ લાજ.

એ અવસર આણી દયા
બાળકને માબાપ
સુખ આપે દુઃખ વેઠીને,
એ ઉપકારે અમાપ.
કોય કરે એવે સમે,
બે ઘડીએ બરદાશ;
આખી ઊમર થઈ રહે,
તે નરનો નર દાસ.

ક૦ દ૦ ડા૦

## પાઠ ૪૦. બાવળ.

શૂળ • ફૂમતું પરડા નાઈડી આરા
પુઠીઆં તૂરાશ કુંડ ઉતરડલું આળાં

બાવળનાં ઝાડ ઘણાંખરાં કાળી ભોંયમાં નીપજે છે. એની શૂળો લાંબી હોય છે. તે કોઈના પગમાં વાગે છે તો ઘણી ઊંડી પેશી જાય છે. એનાં ફૂલ પીળાં ફૂમતાંજેવાં થાય છે, ને પછી શીંગો થાય છે, તેને પરડા કહે છે. તેનું ગામડામાં ગરીબ લોક અથાણું કરે છે, ને ઢોરને પણ અવરાવે છે. બાવળનાં પાંદડાં આમલીનાં પાંદડાંથી ઝીણાં હોય છે. એ ઘણાં ઊંચાં થતાં નથી, ને એનો છાયડો પણ પૂરો મળે નહિ. બાવળનું લાકડું મજબૂત હોય છે, તેથી ગાડાં બનાવવાના કામમાં ઘણું આવે છે. પૈડાંની નાઈડી, આરા, પુઠીઆં, એ સૌ બાવળના લાકડાનાં થાય છે. દાતણ બાવળની સોટીઓનાં થાય છે. એ ઝાડની છાલમાં તૂરાશ રહેલી છે, તેથી કુંડમાં એનું પાણી ભરીને તેમાં ઢોરનાં ઉતરડી કાઢેલાં આળાં ચામડાં સાફ થવાને નાંખે છે. બાવળના થડમાંથી ગુંદર ઝરે છે, તેમાં ચીકાશ બહુ હોય છે.

# પાઠ ૪૧. શેખસલ્લી.

તુરંગ બહોળા ધૂણાવવું માલિક
શેખસલ્લી ઘાડવો વેપાર

એક જણે ચૌટામાંથી ઘીનો ઘાડવો વેચાતો લીધો, ને ચાર આના આપવા કરીને એક શેખસલ્લી કરીને મજૂર હશે તેને માથે તે ચડાવ્યો. રસ્તામાં ચાલતાં શેખસલ્લીના મનમાં તુરંગ ઊઠવા માંડ્યા જે, મજૂરીના ચાર આના આવશે, તેની એક કૂકડી લઈશ, અને તેનાં બચ્ચાં થશે, તે વેચીને એક બકરી લઈશ; તેનાં બચ્ચાં કચ્ચાં વધશે, તે બધાં વેચીને એક ગાય લઈશ, તે સાંજસવાર મળીને આઠ શેર દૂધ તો દેશે, તેને રોજ વેચી વેચીને સારીપેઠે પૈસા એકઠા કરીશ.

પછી તેનાં વાછરડાં બહોળાં થશે, તે વેચીને ઘણા રૂપિઆ ઊપજશે, એટલે વેપાર કરવા માંડીશ, તેથી ઘણા રૂપિઆ કમાઈશ. પછી હું પરણીશ. મારે એક છોકરો થશે. કોઈ વેળા તે આવીને મને કહેશે, બાપા, જમવાને ઊઠો, ત્યારે હું ડોકું ધૂણાવીને કહીશ જે હમણા નહિ આવું. આવા વિચારમાં તેણે ખરેખરૂં માથું ધૂણાવ્યું, તેથી ઘાડવો નીચે પડીને ફૂટી ગયો. ત્યારે પેલા ઘીના માલિકે એને બહુ મારવા માંડ્યો ને કહ્યું, અરે મૂરખ, મારો ઘાડવો કેમ ભાગ્યો? ત્યારે શેખસલ્લી બોલ્યો, અરે ભાઈ, તારો તો ઘાડવો ભાગ્યો, પણ મારૂં તો આખું ઘર ભાગ્યું.

---

## પાઠ ૪૨. ઘર.—ભાગ ૧.

ચણતર  †માળી લેવું  ઓશરી  સાદું
*હાટડાં  ભોંયરૂં  છોવરાવવું  મોભ
વળીઓ  વાંસ  કાથો

મારા શેઠનું ઘર બંધાય છે, તે હું કાલે જોવા ગયો હતો. ભોંયમાં પાયો નાંખીને તેઉપર ચણતર ચાલ્યું છે. મેં આગળ જોયું હતું ત્યારપછી ફરા ને પછીત તૈયાર થઈ. ટાંકું, કૂવો, પાણીઆરૂં, એ પણ થાય છે. હવે ઓરડામાં જાળીઓ મૂકવી રહી ગઈ છે તે મૂકશે, અને હાટડાંને બારણાં કરશે. મારા કાકાને ઘેર તો ઓરડામાં ભોંયરૂં છે; કોઈ વખત ભો જેવું હોય, ત્યારે તેમાં વાસણકૂસણ, ઘરેણાંગાંઠાં સર્વે ભરે. શેઠના ઘરની પરશાળ ને ઓશરી એ બેઉ મોટાં છે. હવે વરસાદના દહાડા આવ્યા તેથી ઝટપટ છાપરૂં માળી લેશે. મોભ, વળીઓ, વાંસ, કાથો, એ સર્વે આણી મૂકયાં છે. નળીઆંનું સાદું કુંભારજોડે આગળથી કરી રાખ્યું છે. ટાંકાની પાસે ચોક રાખ્યો છે, તે છોવરાવ્યો છે. એ ઘર બહુ રળિયામણું છે.

---

* હાટડાં એટલે તાકાં.
† માળી લેવું એટલે નળીઆં ચઢાવવાં.

## પાઠ ૪૩. ઘર.—ભાગ ૨.

બિરાજવું મજાગરાં છજું ચોરસાં

પાટડા સાગ *છોલાણું લુહાર

મારા શેઠના ઘરના આંગણામાં ફુટ સારી છે, ને આગળ મેડાઉપર મજાનું છજું મૂકી દીધું છે. તે એવું બિરાજે છે કે કંઈ મણા નહિ. તેની પાંચ બારીઓ તો રસ્તાપર છે, ને કેટલીક છીંડીમાં પડે છે. એ ઘરને ઓટલા પણ સારા ઊંચા ને પહોળા છે. મેડો જડાવ્યો છે, તેમાં પાટડા ને પાટીઆં સાગનાં નાંખ્યાં છે. દાદરો ને નીસરણી એ પહોળાં છે. વચલા માળની ભીંતે ખુંટીઓ ને તાકાં થોડાં મૂકાવ્યાં છે. ઘણાં તાકાં હોય, ને તેમાં દીવાનાં કોડીઆં મૂકે, તો ભીંતે તેલના રેલા રેલા થઈ રહે છે. એ ઘરમાં બધું છોલાણું થઈ રહ્યું છે. ભોંયતળીએ, મેડે, ને છેક ત્રીજે માળે ચોરસાં દેવડાવં-વાનાં છે. બારી બારણાંનાં કમાડ સૂતારે તૈયાર કરી રાખ્યાં છે, તે હવે ચડાવશે. નકુચા, સાંકળો, ને મજા-ગરાં, લુહાર કાલેજ આપી ગયો. આજ પાછો જઈને જોઈ આવીશ જે કેટલું કામ તૈયાર થયું.

---

* છોલાણું એટલે છો દેવડાવવી.

## પાઠ ૪૪. ઘરવિષે કવિતા.

છાજવું *ચૂનાળાં નીર સૂડા
મેના કઠેરા હીંચકો ખાટ
ગાલીચા ભૂપતિ ચિત્ર

ભુજંગી છંદ.

છજાં જાળીઆં માળીઆં ખૂબ છાજે,
રૂડાં બારીએ બારણાં તો બિરાજે,
ઘડયાં પાણીઆરાં રસોડાં રૂપાળાં,
ચણ્યાં ઇંટથી ને દીસે છે ચૂનાળાં. ૧

તૂટે કે ન ફૂટે ભર્યાં નીર ટાંકાં,
પીએ ખેંચી પાણી વળી લોક વાંકાં,
મીઠા બોલ બોલે સૂડા શુદ્ધ મેનાં,
જડયાં પીતળે પાંજરાં રંગી જેનાં. ૨

બની બેઠકો ને કઠેરા અગાશી,
સૂવા સેજ ને હીંચકે ખાટ ખાશી;
†ગલીચા બીછાવી ગમે તેવી રીતે,
ભલા ભૂપતિનાં કીધાં ચિત્ર ભીંતે. ૩

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૪૫. નાક ને મોઢું.

સજડ નસકોરાં ડાચું
હણહણવું દાઢ વાચા

નાકવડે સારી નરસી વાસની ખબર પડે છે. નાકનો

---

* ચૂનાળાં એટલે ચૂનાનાં.
† ગાલીચા.

ઉપલો ભાગ હાડકાનો હોય છે, ને હેઠલો ભાગ પોચો હોય છે. નાકનાં બે કાણાં દેખાય છે, તેને નસકોરાં કહે છે.

મોંવડે ખાવાનું ને બોલવાનું કામ ચાલે છે. હોઠ દાંતને જાળવે છે, ને બોલવાના કામમાં ટેકો દે છે. દાંત બત્રીસ હોય છે, ને તે ડાચાંગાં સજડ હોય છે. આગલા દાંતને ધાર હોય છે, તેથી ખાવાનું હોય તેના ઝીણા ઝીણા કડકા કરાય છે; ને ઘંટીમાં જેમ દળાય છે, તેમ દાઢવડે તે કડકા ચવાઈને તેનો ભૂકો થાય છે. જીભવડે ખારો, તીખો, ગળ્યો, એવા સ્વાદ જણાય છે.

માણસ જેમ બોલે છે તેમ જનાવરથી બોલાતું નથી, માટે માણસને વાચા છે એમ કહે છે. જનાવરને એવી વાચા નથી. જનાવર બોલવા જેવું કરીને ગળામાંથી જે સાદ કાઢે છે, તેનાં નામ જુદાં જુદાં છે. ઘોડો બોલતો હોય, ત્યારે કહેશે હણહણે છે, ગાય બરાડે છે, ગધેડું ભૂંકે છે, કૂતરૂં ભસે છે.

---

## પાઠ ૪૬. ખોજવું.

છેલાઈ પગરખી અડકટ પછડાઈને અટવાઈને

એક રામલો કરીને છોકરો નિશાળેથી છૂટીને ઘેર જતો હતો. તેને રસ્તામાં બીજે છોકરે કહ્યું કે તારી ચોટલી બહાર રહી છે, તે ખોટું દેખાય છે. એ તેં છેલાઈમાં રાખી છે કે અમથી? રામલાનો સ્વભાવ બહુ રીસાળ હતો તેથી બોલ્યો, મારી ચોટલી બહાર રહી છે, તેમાં તારૂં શું ગયું? ખોટું દેખાશે તો મને દેખાશે. એટલામાં તેને બીજા છોકરા **બાબસાહેબ, બાબસાહેબ, કહીને ખીજવવા મંડયા. તેથી**

તેમને તેણે છૂટી પાઠી મારી. પણ પેલા ખશી ગયા, તેથી વાગી નહિ, ને એક ઓટલાના પગથીઆસાથે પછડાઇને ભાગી ગઈ. પેલા છોકરા વળી એને ખીજવવા મંડયા, ત્યારે એણે પગરખી છૂટી ફેંકી, તે છાપરાપર જઈ પડી, એટલે તો બહુજ ખીજવાઈને તેમની વાંસે દોડયો. એવામાં સામેથી એક ગાય દોડતી આવી, તેની અડફટમાં અટવાઇને ખાબોચીઆમાં પડયો, તેથી લુગડાં બગડયાં, ને પગ ભાગ્યો. ઘણીક વારે એનાં માબાપને ખબર થઈ, તે આવીને તેડી ગયાં. ઓસડ કરતાં ઘણે દહાડે સારૂં થયું. જે ખીજવાય તેના એવા હાલ!

---

## પાઠ ૪૭. કૂતરૂં.

અદેખાં અવતરણું *ગેલ
ખારીલાં કૂરકુરીઆં બોટીલાં

કૂતરાને ચાર પગ ને ૧૮ આંગળાં હોય છે. તેની પૂછડી વાંકી હોય છે. જે માણસ આડો હોય અને કોઈની સારી શીખામણપ્રમાણે થોડી વાર ચાલી પછી આડો ચાલે તો તેને કહે છે કે કૂતરાની પૂછડી વાંકીની વાંકીજ. કોઈ અજાણ્યા માણસને દેખે કે કૂતરો ઘૂરકવા માંડે છે, ને પાસે આવે એટલે ભસવા માંડે, ને લાગ આવે તો બચકું પણ ભરે. કૂતરાં બહુ અદેખાં તથા ખારીલાં હોય છે. એક ફળીઆનું કૂતરૂં બીજા ફળીઆમાં ગયું હોય તો તે ફળીઆનાં સઘળાં કૂતરાં એકઠાં થઇને તેને કાઢી મૂકે ત્યારે જંપે. કૂતરાં જ્યારે

---

* ગેલ એટલે કૂતરાં લાડ કરે છે તે.

બીએ ત્યારે પૂછડી પાછલા બે પગવચ્ચે ઘાલી દે, અને રાજી હોય ત્યારે પૂછડી હલાવે. કૂતરાનાં બચ્ચાંને કૂરકુરીઆં કે ભોટીલાં કહે છે. તે આંધળાં અવતરે છે; દશ બાર દહાડાકેડે તેની આંખો ઊઘડે છે. કૂરકુરીઆં નાનાં હોય ત્યારે વહાલાં લાગે છે. તે છોકરાંની સાથે બહુ ગેલ કરે છે.

## પાઠ ૪૮. છોડવા.—ભાગ ૧.

ખીલવું અંગ.

છોડવાનાં જુદાં જુદાં કેટલાં અંગ છે, તે તમે જાણો છો? પેલો એક છોડ ઉખેડી લાવો, જોઇએ વારુ, તમને શું શું માલૂમ છે?

આ તો ભોંયમાં દટાઈ રહ્યું હતું તે મૂળીઉં, પણ પેલા ઝીણા વહે, જે વતી ઝાડ પાણી ચૂસે છે, તે કયાં છે? તે તો કંઇ દેખાતા નથી? તે નરી આંખે દેખાય નહિ; તે જોવાના તો કાચ હોય છે, તેમાંથી જોઇએ, ત્યારે નજર આવે. પણ મૂળીઆંવિના બીજા કોઈ અંગનાં નામ તમને આવડે છે? હા. આ રાતું દેખાય છે તે થડ, ને એમાંથી ડાળાં ફૂટેલાં છે. તેપર પાતરાં ઊગેલાં છે. વારુ, આ પાંદડાંની વચ્ચે લાંબું ગોળ શું દેખાય છે? એ કળી છે. એ ખીલશે ત્યારે એનું ફૂલ થશે. જુઓ, આ ફૂલ. એનો રંગ પીળો છે. પણ એનાં બી તો કંઈ જણાતાં નથી? હમણા તે બી શેનાં હોય? જ્યારે ફૂલ ખરી જાય ત્યારે બી બંધાય. હજી એને બી આવતાં તો વાર; પણ મારીપાસે થોડાં રાખેલાં છે, તે હું તમને બતાવું. જુઓ, એ મરીના દાણા જેવડાં મોટાં છે, એને વાવીએ તો છોડ થાય.

## પાઠ ૪૯. છોડવા.—ભાગ ૨.

લાગલાગટ      ખસખસ      ફણગો

બધાં ઝાડને બીઆં હોય છે. વારૂ, ત્યારે પેલા વડનું બી કેવડું હશે? એ ઝાડ તો મોટું હોય છે, ત્યારે એનું બીએ મોટુંજ હશે તો? ના, એને તો ટેટા થાય છે. પણ એ કંઈ વડનું બી ન હોય, એ તો એનું ફળ. જેમ જાંબુ ને બોર એ ફળ છે, ને તેમાંથી જે ઠળીઓ નીકળે છે તે બી, તેમ ટેટાને ભાગતાં એમાં જે ખસખસ જેવડા ઝીણા ઝીણા દાણા નીકળે છે, તે વડનાં બી.

બીને ભોંયમાં રોપીએ ને પાણી સીંચીએ, તો એક બે દહાડે તે પોચું થાય, ને તેમાંથી મૂળીઉં નીકળે તે જમીનમાં રહે, અને ફણગો ફૂટે તે ઉપર આવે, તેને બે પાંદડાં હોય છે.

તે ફણગો થોડા દિવસમાં વધીને મોટો થાય છે, ને તેને બીજાં પાંદડાં આવે છે. પછી કળી બેસે છે, તેમાંથી ફુલ ખીલે છે, ને ફુલમાંથી ફળ બંધાઇને તેમાં બી પેદા થાય છે.

વાલ કે વટાણા વાવીને થોડા દિવસસુધી લાગલાગટ જોયાં કરજો, એટલે ઉપલી વાત તમને વધારે સમજાશે.

## પાઠ ૫૦. કબૂતર અને કીડી.



વહેળો ઉપકાર બદલો ઝાંપ

તેંડે ચટકો આબરૂ

એક તરશી કીડી વહેળાઉપર પાણી પીવાને ગઈ હતી. તે ઘણા પાણીમાં પડીને તણાતી ચાલી તે એક કબૂતરે દીઠી, અને તેને દયા આવી, તેથી ચાંચવતી ઝાડનું એક પાંદડું તોડીને પાણીમાં નાંખ્યું તેને વળગીને પેલી કીડી તેડે આવી. પછી એક દિવસ એવી વાત થઈ કે તેજ કબૂતર એક ઠેકાણે બેઠું હતું, તે ન જાણે એમ એક વાઘરી તેઉપર ઝાંપ નાંખતો હતો. તે કીડીએ જાણ્યું એટલે તે વખતજ જઈને કબૂતરને પગે ચટકો ભર્યો, તેથી તે ઝટ લઈને ઊડી ગયું. એ વાતઉપરથી સમજવું જે બીજાઉપર ઉપકાર કરતા રહેવું, અને કોઈએ આપણાઉપર ગુણ કર્યો હોય, તો તે મનમાં રાખીને લાગ આવે ત્યારે બદલો વાળવાને ચૂકવું નહિ. એવું કીધાથી પરમેશ્વર રાજી રહે છે, લોકમાં આબરૂ વધે છે, ને આપણું સારૂં થાય છે.

---

## પાઠ ૫૧. *ડાંગર.

ક્યારડા   પરાળ   છાલાં   ચોખા   તરૂ

વાહ! પેલા ડાંગરના ક્યારડા કેવા સારા દેખાય છે? તે કેવા લીલાછમ સરખા જણાય છે! જ્યારે ડાંગર પાકશે, ત્યારે એવા લીલા નહિ રહે, પણ પીળા થઈ જશે. પછી કાપીને ઘેર લઈ જશે, તેમાંથી દાણા ખંખેરી કાઢશે. દાણા કાઢી લીધાપછી જે રહે છે તે પરાળ કહેવાય છે; એ ઢોરના ખાધામાં આવે છે. એ દાણા એવા ને એવા કંઈ ખવાશે નહિ, પણ ભરડીને છાલાં કાઢી નાંખે, અને પછી તેને ખાંડે, ને ઝાડકે ત્યારે ચોખા નીકળે, તે રાંધીને ખવાય. હવે ડાંગર કોણ નીપજાવે છે? શું એ ખેડુત નીપજાવે છે? ના, તે તો જમીન ખેડીને તરૂ વાવે છે; પણ તેમાં દૂધ ભરાય છે, દાણા બંધાય છે, ને પાકે છે, એ બધું કાંઈ ખેતરવાળો કરે છે? ના, એ તો ખેડુતથી થતું નથી. એ કોણ કરતું હશે? એ બધું કરનાર ઈશ્વર છે. ત્યારે જે ઈશ્વર આપણે માટે એટલું બધું કરે છે, તેનો ભારે પાડ માનવો જોઈએ.

---

## પાઠ ૫૨. બિલાડું.

માંજરી   ધીઆળું   તલપ   તીણું   લૂખું

બિલાડાને ચાર પગ, પૂછડી, ને ઘણા તીણા નખ હોય છે. એના પગ મેલા હોય, ત્યારે તે જીભવડે ચાટી ચાટી ચોખા કરે છે. કેટલાંક છોકરાં ગંદાં રહે, તેના કરતાં તો બિલાડી કેવી સમજુ! બિલાડીને પંજા હોય છે, તે એનાં

---

* ડાંગરને સૂરત અઠ્ઠાવીશીમાં ભાત કહે છે.

બચ્ચાંઉપર ફેરવે ત્યારે નખ માંહે ઘાલી દે છે. બિલાડીને ને ઉંદરને ઘણું વેર હોય છે. જો ઉંદર જરા સું સું કરતા સંભળાય, તો તે ઠેકાણે હળવે હળવે જઈને તલપ મારીને પકડે છે, તે વેળા નખ બહાર રાખે છે. બિલાડાની આંખ એવી કરી છે કે તેને અંધારે પણ સૂઝે. જે બિલાડીને ઘીઆળું ખાવાની ટેવ હોય, તેની આગળ લુખું ખાવા મૂકયું હોય તો તે ખાવાનો નહિ, પણ જરાએ ઘીનો હાથ દીધો હોય તો તરત ખાવા માંડે.

ઉંદર ઘરમાં થયા હોય, ને બિલાડી પાળી હોય તો ઘરમાં બિગાડ થતો રહે. બિલાડી એનાં બચ્ચાંને એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોંમા ઘાલીને લઈ જાય છે, ત્યારે જરાએ દાંત લાગવા દેતી નથી.

---

## પાઠ ૫૩. બીકણ છોકરો.

બીકણ

એક છોકરો ઘણોજ બીકણ હતો. માણસથીએ બીએ ને જનાવરથીએ બીએ. ઘરમાં કોઈ અજાણ્યું માણસ આવે કે માની સોડમાં ભરાઈ જાય. બોલાવે તો બોલે પણ નહિ. કોઈનો સામુંએ જુએ નહિ. ઉંદર કે ચકલી દેખે તો બીએ. ગાય કે બકરી દેખે કે માને બાઝી પડે. કૂરકુરીઆં જુએ તો નાશી જાય. એક દહાડો તે નિશાળે જતો હતો, ત્યારે રસ્તામાં એક નાનું કૂરકુરીઉં ગેલ કરતું કરતું તેની જોડે રમવા આવ્યું, એટલે પેલો છોકરો બીને નાઠો. કૂરકુરીએ જાણ્યું કે એ મને જોડે તેડી જાય છે, માટે તે પણ પાછળ દોડયું. ત્યારે એ છોકરો વધારે ગભરાયો તેથી કાદવમાં પડી ગયો. આખે ડિલે ને બધે લુગડે કાદવ

કાદવ થઇ ગયો. મોંમાં, નાકમાં, આંખોમાં, બધે કાદવ ભરાયો. પડયો પડયો રડે, પણ કાદવમાંથી નીકળાય નહિ. રસ્તે જનારા લોકે મળી તેને ઊઠાડયો, ને ઘેર મુકી આવ્યા. તે દહાડાપછી એ છોકરાએ પીવાની ટેવ છોડી દીધી.

## પાઠ ૫૪. મીઠું.

| | | |
|---|---|---|
| દરિયો | રાશ | અગર |
| અગરીઓ | કયારા | ઉસરડવું |

દરિયા કાંઠે ડાંગરના ક્યારા જેવા મોટા પહોળા ખાડા કરીને તેમાં દરિયાનું પાણી લે છે. પછી તે પાણી સૂરજને તાપે કરીને સુકાઈ જાય, એટલે તેમાં તળીએ મીઠાનું પડ બંધાઈ રહે છે. તે બહાર કાઢીને તેના મોટા ઢગલા કરે છે, તે મીઠાની રાશ કહેવાય છે.

જે ઠેકાણે મીઠું પાકે છે તેને અગર કહે છે, અને મીઠું પકવનારને અગરીઆ કહે છે.

મીઠાના રાશ ચોમાસામાં ધોવાઈ ન જાય, તેટલા માટે તેના પર મટોડી ઢાંકે છે, અને કેટલેક ઠેકાણે તો તેના પર ઘાસ નાંખીને બાળે છે, તેથી ઉપર પડ બંધાઇ જાય છે.

કેટલેક ઠેકાણે તો કૂવા એવા ખારા હોય છે કે ઉપર કહ્યું તે રીતે કયારામાં તેનું પાણી ભરીને સૂરજને તાપે સૂકાવા દે છે, તો તેને તળીએ મીઠું બંધાય છે. પછી તેમાંથી મીઠું ઉસરડી કાઢીને બહાર ઢગલા કરે છે.

## પાઠ ૫૫.

# થોડે થોડે ભણીએ તો આવડે.

પ્રમાણે ભણીગણી કોથળો

ઓહો! આ કેવો મોટો કૂવો! એટલો મોટો કેમ ખોદાયો હશે? સાંભળો હું કહું. થોડો આજ ખોદે, વળી થોડો કાલે, થોડો પરમદહાડે, એમ રોજ ખોદતાં કૂવો થયો.

શેરીને નાકે પેલું ઘર કેવડું મોટું છે! જુઓ. ત્રણ તો એને મેડીઓ છે; પંદરેક તો બારીઓ છે: એના કરા કેવા ઊંચા છે! એ બાંધવામાં ઇંટો તો બહુજ આવી હશે? કડીઆએ એટલી બધી કેમ ચણી હશે? સાંભળો, પહેલી એક ઇંટ મૂકી, પછી બીજી મૂકી, પછી ત્રીજી, એમ એકે એકે આખી ભીંત ચણાઈ.

જુઓ, આ ઘઉંનું ગાડું આવે છે. ઓહો! એમાં કેટલો ભાર ભર્યો છે! એટલો બધો ભાર ગાડામાં કેમ ભર્યો હશે? એકી વારે ભરવા માંડયો હોત તો તે કદી ન ભરાત. એક વાર એક કોથળો મૂકયો, પછી બીજો, એમ એક પછી એક મેલલા.

જો એમ સહેલથી પેલો કૂવો ખોદાયો, ઘર બંધાયું, ગાડું ભરાયું તો તમે પણ એજ રીતે વિદ્યા ભણો, એટલે એક વાર એક પાઠ ભણો, પછી બીજી વાર બીજો ભણો, એમ એકે એકે શીખશો તો ભણી ગણી ડાહ્યા થશો.

## પાઠ ૫૬. થોડે થોડે ભણવાવિષે.

પંથ પ્રાણ લહીઓ
ખર એધાણ છેદાય છે.

ભણતાં પંડિત નીપજે,
લખતાં લહીઓ થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં
લાંબો પંથ કપાય. ૧

પોપટ પણ અભ્યાસથી
શીખે બોલતાં બોલ;
કાયર થઈ આળસ કરે,
તે નર ખરને તોલ. ૨

કૂવાઉપરના કઠણ જે
પાકા કાળા પાણ,
દોરડીએ છેદાય છે,
એ લેવું એધાણ. ૩

ક૦ દ૦ ડા૦

## પાઠ ૫૭. ધાતુ.—ભાગ ૧.

જંગાલ જસત સીસું કાટ

ધાતુઓ ઘણી જાતની થાય છે; જેમ કે સોનું, રૂપું, તાંબું, લોઢું, સીસું, જસત, અને કલઈ. એમાંની ઘણીખરી તો રોજ આપણા દીઠામાં આવે છે. ધાતુઓ ભોંયમાંથી

ખોદી કાઢે છે. નરી ધાતુ તો જવલેજ નીકળે છે, પણ માટી અથવા પથરાસાથે મળેલી હોય છે. એવી માટી કે પથરા ભોંયમાંથી નીકળે તેને ખાંડીને ધૂએ ને દેવતામાં ગાળે, તો મટોડી બટોડી વળગેલી હોય તે નીકળી જાય, અને ચોખ્ખી ધાતુ રહે.

બીજી ઘણીખરી ચીજોકરતાં ધાતુઓ તોલમાં ભારે હોય છે. સોનું ઉપર કહેલી બધી ધાતુકરતાં ભારે છે. ધાતુપર મેલ કે કાટ ન હોય, ત્યારે તે ચળકતી હોય. સોના-રૂપાપર કાટ ચડતો નથી. પણ રૂપાને માંજીને સાફ ન રાખે તો વહેલું ઝાંખું પડી જાય છે. સોનુંએ ઝાંખું તો પડે, પણ રૂપાજેટલું નહિ. કલાઈ ને સીસું છેક વહેલાં કટાતાં નથી, પણ લોઢાને અને તાંબાને તો ઝટ દઈને કાટ વળે છે. તાંબાના કાટને જંગાલ કહે છે. એ જંગાલ ખાધામાં આવે તો મરી જવાય. કેટલીક ધાતુ કઠણ અને કેટલીક નરમ હોય છે. લોઢાકરતાં તાંબું નરમ, અને તાંબાકરતાં સોનું નરમ, પણ છેક સીસાના જેવું નહિ.

---

## પાઠ ૫૮. ધાતુ.—ભાગ ૨.

ગદીઆણો ઓગળવું વરક પતરાં તાર

ધાતુને ટીપી ટીપીને પાતળી કરે તો પતરાં થાય, અને તેથી વધારે ટીપે, તો કેટલીક ધાતુના તો ઘણા પાતળા વરક થાય છે. સોનાના વરક તો એવા પાતળા થાય છે જે રાઈ જેટલી સોનાની રજ હોય, તો તેનો કાગળના તાવ જેટલો મોટો વરક ટીપીને કરે છે.

ધાતુના તાણી તાણીને ઝીણા તાર કરે છે. સીસામાં અને કલાઈમાં એટલી ચીકાશ નથી કે એના તાર કંઈ

કામ આવે. સોનું, તાંબું, અને લોઢું, એ ત્રણના તાર તો ઘણા ઝીણા થાય છે. લોઢાના તાર તો વાળથી પણ પાતળા થઈ શકે છે. એક ગદીઆણો સોનાનો તાર પાંચ ગાઉ જેટલો લાંબો કરીએ તો થાય.

તાપથી ધાતુઓ ઓગળી જાય છે. સોનું કે લોઢું ઓગાળવાને મસ તાપ જોઈએ, પણ સીસાને અને કલઈને તો જરા આંચ લગાડીએ, કે તરત તેનો રસ થઇ જાય.

હવે યાદ રાખજો કે કેટલીક ધાતુ નરમ અને કેટલીક કઠણ છે; કેટલીકને ઝટ કાટ લાગે છે, અને કેટલીક વહેલી કટાતી નથી; કેટલીક ચીકણી છે, અને કેટલીક નથી; પણ બધીએ ચળકતી અને ભારે છે. દેવતાપર મૂકીએ, તો બધી ઓગળી જાય છે. ઘણીનાં પતરાં અને તાર પણ થઈ શકે છે.

---

## પાઠ ૫૯. ડોસો ને તેના દીકરા.

અચંબો     છેડવું

એક ડોસાને પાંચ દીકરા હતા, પણ તેમનામાં પૂરો સંપ નહોતો. જ્યારે તે મરવા પડયો, ત્યારે તેણે પેલા છોકરાને કને બોલાવીને બેસાડયા, ને એક પાતળી લાકડીઓની ભારી મંગાવીને અકેક જણને કહ્યું, આ ભારી તમે ભાંગો, પણ કોઈથી તે ભગાઈ નહિ. પછી પેલ ડોસે કહ્યું કે હવે એ ભારી છોડી નાંખો, ને અકેક જણ અકેક લાકડી લઈને ભાંગો. એવું કર્યું, એટલે તો ઝટ ભાંગી ગઈ. પેલા છોકરા ઘણો અચંબો પામ્યા, ને બાપને એમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે તે બોલ્યો કે, એ બધી લાકડીઓ એકઠી હતી, તેથી તેમાં બળ ઘણું, માટે આખી ભારી તમારાથી ભંગાઈ નહિ. પણ અકેક

લાકડી જ્યારે જુદી પડી, ત્યારે તેને બીજી લાકડીઓના બળનો ટેકો જતો રહ્યો, માટે તે ઝટ ભાંગી ગઈ. એમજ તમે જો સંપસંપીને રહેશો, તો તમને કોઈએ છેડી નહિ શકે, ને તમારા દહાડા સુખમાં જશે; પણ લડીને જુદા પડશો, તો એકેક લાકડીની પેઠે તમે નબળા થશો.

---

## પાઠ ૬૦. વાંદરૂં.



ટીખળી અટકચાળાં અડપલાં નિરાંત ગલોફાં

વાંદરાં ટીખળી ને અટકચાળાં જનાવર હોય છે. તે કૂદે છે, નાચે છે, છાપરે છાપરે ભૂસકા મારે છે, ને વખતે અડપલાં કરે છે. વાંદરાંના પગ આપણા જેવા નથી હોતા, હાથ જેવા હોય છે.

વાંદરાં ઘણી જાતનાં હોય છે. કેટલાંક કાળાં મોંનાં હોય છે. કેટલાંક રાતાં મોંનાં હોય છે, તેમને માંકડાં કહે છે. કાળાં મોંનાં વાંદરાંકરતાં રાતાં મોંનાં વાંદરાં ખારીલાં બહુ હોય. વાંદરાં વગડામાં બહુ રહે, પણ ગામમાં પણ આવે, ને લાગ આવે તો ઘરમાં કે અગાશીમાં કંઈ જણસ ઉઘાડી પડી હોય, તે ખાઈ જાય. દાણા સૂકવ્યા હોય તો મૂઠીએ મૂઠીએ મોંમાં ઓરીને બે ગલોફાં ભરી લે, પછી છાપરે કે ઝાડઉપર જઈને નિરાંતે બેઠું બેઠું ખાય. વાંદરાં ચીડાય ત્યારે માણસની સામે થાય છે. કેટલીક જાતનાં વાંદરાંને પૂછડીઓ હોતી નથી, પણ જેને હોય છે તેને લાંબાં પૂછડાં હોય છે તે ઝાડની ડાળને વીંટાળીને પછી તે ઉપર પોતાનાં આખાં શરીર લટકાવીને હીંચકા ખાય છે.

## પાઠ ૬૧. બે બાઇડીઓ ને છોકરો.

| | | |
|---|---|---|
| ચંડાળ | ઈનસાફ | દશા |
| શાહેદ | અરે | ગળેપડુ |

એક છોકરાને માટે બે બાઈડીઓને વઢવાડ થઈ. એક કહે કે એ મારો છે, અને બીજી કહે કે મારો. એ વાતનો કોઈ શાહેદ નહોતો. પછી તે બે જણીઓ રાજાપાસે ફર્યાદ કરવા ગઈ. રાજાએ બેની વાત સાંભળી લઈને એક ચંડાળને બોલાવ્યો, ને કહ્યું કે આ છોકરાના બે કડકા બરાબર કરીને એકેક જણીને એકેકો આપ. આ હૂકમ સાંભળીને એક તો છાનીમાની બોલ્યાવિના ઊભી રહી, પણ બીજીએ તો બૂમે બૂમ પાડીને કહ્યું કે રાજા સાહેબ, મારા છોકરાના કડકા કરાવશો મા; જો આવોજ ઇનસાફ હોય, તો મારે એ છોકરો નથી જોઈતો, હું એનાઉપરથી

મારો હાથ ઊઠાવું છું. આ વાતઉપરથી રાજાએ વિચાર્યું કે એ છોકરો એનો છે, કેમકે બીજીના મનમાં કશી અરે હોય એવું જણાતું નથી. પછી પેલો છોકરો તેની ખરી માને હવાલે કર્યો, અને પેલી બીજી ગળેપડુ બાઈડીને શિક્ષા કરીને ગામમાંથી કાઢી મૂકી. જે કોઈ બીજાને ગળે પડે તેની આ દશા થાય.

---

## પાઠ ૬૨. વેળા.—ભાગ ૧.

### અઠવાડીઉં

મહેતાજી.—હરીલાલ, વાર કેટલા છે, તેનાં નામ તમને આવડે છે?

હરીલાલ.—રવિ, સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને શનિ, એવા સાત છે.

મહેતાજી.—ઠીક, સરત રાખો, એ સાત મળીને અઠવાડીઉં (ખરૂં કહીએ તો સાતવારીઉં) કહેવાય, પણ એ બધા ગણાય કેમ તે તમે જાણો છો?

કેશવલાલ.—હા. આજ સોમવાર, કાલે મંગળવાર, પરમ દહાડે બુધવાર, પેલે દહાડે ગુરૂવાર, પાંચમે દહાડે શુક્રવાર, છઠ્ઠે શનિ, અને સાતમે દહાડે રવિવાર.

મહેતાજી.—પણ દહાડો તમે કોને કહો છો?

કેશવલાલ.—સવારથી સાંજસૂધી એક દહાડો, વળી બીજે દહાડે સવારથી સાંજસૂધી બીજો દહાડો, એપ્રમાણે દહાડો ગણાય.

મહેતાજી.—તમારા કહેવાપ્રમાણે તો સવારથી તે સાંજસૂધી દહાડો, ત્યારે રાત શેમાં ગણાય?

હરીલાલ.—કેશવલાલે તો ખોટું કહ્યું. રાત પણ વારમાંજ ગણવી જોઈએ, જુદી તો કેમ ગણાય.

મહેતાજી.—ઠીક. ત્યારે ધ્યાનમાં રાખો કે આજની સવારથી તે આવતી કાલની સવારસૂધી, એટલે આજનો દિવસ ને રાત મળીને એક દહાડો કે એક વાર ગણાય.. તેમજ આવતી કાલની સવારથી તે પરમદહાડાની સવારસૂધી બીજો વાર. એ રીતે દહાડો રાત મળીને એક વાર અથવા એક દહાડો ગણવો. અંગ્રેજ લોકો એક રાતના બાર વાગતાથી બીજી રાતના બાર વાગતાસૂધીના વખતને એક દહાડો કહે છે.

---

## પાઠ ૬૩. વેળા.—ભાગ ૨.

પહોર મહિનો

મહેતાજી.—દહાડો એટલે શું, અને વાર કેમ ગણાય, તે તો તમે સમજ્યા,. પણ પહેલો પહોર અને પાછલો પહોર એટલે શું તે તમે જાણતા નહિ હો.

હરીલાલ.—તે તો હું જાણું છું. સવાર હોય ત્યારે મારો બાપ પહેલો પહોર કહે છે, અને સાંજ પડવા માંડે ત્યારે પાછલો પહોર કહે છે.

મહેતાજી.—એ તો જરા ખરૂં છે, પણ હું તમને એની વધારે સમજણ પાડું. સૂરજ ઊગે ત્યારથી બપોરે છેક તે માથે આવે ત્યાંલગીમાં બે પહોર ગણે છે, અને બપોરપછી છેક સૂરજ આથમે ત્યાંલગીમાં બીજા બે પહોર, એટલે આખા દહાડાના ચાર પહોર. તેજપ્રમાણે પાછા રાતના ચાર પહોર. બંને મળીને આઠ પહોર. રાતના પહેલા બે પહોરને પહેલી રાત ને પાછલા બેને

પાછલી રાત કહે છે. સૂરજ આથમ્યાપછી બે પહોરે મધરાત થાય.

મહેતાજી.—હરીલાલ, ત્યારે પખ્ખવાડીઉં કોને કહેતાં હશે ?

હરીલાલ.—જેમ સાત દહાડાનું અઠવાડીઉં તેમ પંદર દહાડાનું પખ્ખવાડીઉં. તું જાણે છે, કેશવલાલ, મહિનાના પખ્ખવાડીઆં કેટલાં ?

કેશવલાલ.—બે. બાર મહિનાનું વરસ થાય, કેમ મહેતાજી સાહેબ ?

## પાઠ ૬૪. વા.

| | | |
|---|---|---|
| શીશી | વા | બફારો |
| વીંજણો | વાયરો | પવન |

આપણે ભોંયરામાં કે બારણાં વાશીને ઓરડામાં બેઠા હોઇએ તે વખ્ખત બફારો થતો હોય, ત્યારે આપણે વીંજણો હલાવીએ છીએ; તેમ કરતાં આપણા શરીરઉપર કંઈ આવતું જતું જણાય છે. તેને આપણે દેખતા નથી, તોએ તે આપણા શરીરને લાગે છે. એને વા, વાયરો, કે પવન કહે છે. જે હાલ્યાથી વાયરો થયો, તે થીર હોય ને હાલે ચાલે નહિ ત્યારે તેને વા કહીએ તો ચાલે. એ વા જ્યાં જોઈએ ત્યાં છે. જ્યાં ખ્ખાલી જગા હોય ત્યાં એ ભરેલો હોય છે. આપણાં શરીરમાં, ભોંયરાંમાં, પેઠીમાં, લોટામાં, સૌમાં તે રહે છે; ને તેમાં જ્યારે બીજું કંઈ ભરે છે ત્યારે તે બહાર નીકળી જાય છે. ખ્ખાલી લોટો પાણીની તાંબાકૂંડીમાં બોળ્યો હોય, તો માંહે પાણી જેમ જેમ ભરાતું જાય છે, તેમ તેમ લોટામાંનો વા નીકળતો જાય છે. પણ લોટો ઊંધો માંહે ઘાલ્યો

હોય, તો તેમાંનો વા નીકળવા પામતો નથી, તેથી તેમાં પાણી ભરાતું નથી. લોટાને બદલે કાચની શીશી ઊંધી પાણીમાં દબાવી હોય, તો માંહે પાણીથી ચડાતું નથી તે દેખાયે.

## પાઠ ૬૫. કાન.

| | | | |
|---|---|---|---|
| લહેરો | ધ્રૂજવું | જુક્તિ | ઈશારત |
| ગતિ | પ્રવાહી | નાદ | સાદ |

આગળ વાના પાઠમાં આવ્યું જે તે હલાવ્યો હાલે છે, ને બચે ઠેકાણે છે. વા પ્રવાહી છે, માટે જેમ પાણીમાં પથરો નાંખીએ; ત્યારે તેમાં લહેરોનાં કુંડાળાં ઉપરાઉપરી થવા માંડે છે, ને તે લહેરો છેટેના પાણીને હલાવે છે, તેથી ત્યાં હાથ રાખ્યો હોય, તો તેઉપર અથડાય છે, તેમજ નગારા-ઉપર ડાંડીઓ ઠોકીએ, તો તે નગારાનું ચામડું થરથર ધ્રૂજે છે, તેને લીધે વા હાલે છે, અને કાનમાંનો વા માંહેની ચામડીઉપર અથડાય છે, તેથી આપણને માલૂમ પડે છે કે ફલાણાનો નાદ કે સાદ થયો. કાનના માંહેલા ને બહારના ઘાટમાં પરમેશ્વરે ઘણી જુક્તિ કરેલી છે.

જેથી કશું સંભળાતું નથી, તેને બહેરાં કહે છે. કેટલાંક માણસને ઘડપણ આવે છે, ત્યારે તેમના કાન બહેરા થાય છે. કેટલાંક માણસ જેમ જન્મથી આંધળાં હોય છે તેમ કેટલાંક બહેરાં હોય છે, ને એવાં જન્મબહેરાં હોય તે મૂગાં પણ હોય છે. એવાં માણસને વાંચતાં શીખવે છે, તો આવડે છે, પણ તે મનમાં વાંચે છે, કેમકે મોઢે તો બોલાતું નથી. આંગળીઓવડે ઈશારતમાં વાત કરતાં શીખવ્યું હોય તો તે પણ તેમને આવડે બઇ.

## પાઠ ૬૬. કાગળ.

ટાટ　　એળ　　સાહેબખાની　　ફટકડી
કાગદી　　ઘા　　ડોવી દેવું　　ચાળણી
ઘુંટવું　　તા　　તાવ

જૂનાં ટાટ બહુ કામનાં છે. લખવાના કાગળ એના થાય છે. જૂનાં ટાટને ચૂનાના પાણીમાં થોડા દહાડા પલાળી રાખી ખૂબ ખાંડી ખાંડીને ઝીણા કરે છે. પણ તે મેલાં બહુ હોય છે, માટે સાબુ મેળવીને ધોવાં પડે છે. ધોયા કેડે તેનો સફેદ માવો થાય છે, તે પાણીમાં ડોવી દે છે. પછી ઝીણી સળીની ચાળણી તેમાં જરા વાર બોળી રાખીને કાઢે છે, તેથી તેઉપર પેલો માવો ઠરીને કાગળ બંધાય છે. એ કાગળઉપર જો આપણે લખીએ તો લખાય નહિ, કેમકે તે ઘણા કરકરા, ને ફૂટી નીકળે એવા હોય છે. તેને લીસા ને લખાય એવા કરવાને સારુ ચોખાની એળ અને ફટકડી પાઈને સારીપેટે ઘુંટે છે.

એવા તૈયાર કરેલા કાગળ કાગદી વેચે છે. એક આખો કાગળ તે તા કે તાવ કહેવાય. ચોવીસ તાવનો એક ઘા. ગુજરાતી કાગળો ઘણી જાતના થાય છે; ઘણા સારા ને ઊંચા તે સાહેબખાની કહેવાય છે.

જૂના કાગળના પણ કાગળ બને છે, અને તે બનાવવાનું તો સહેલું છે. તેને પલાળીને ઘુએ કે માવો તૈયાર થાય. તેમાંથી ઉપર કહ્યાપ્રમાણે કાગળ પાડે છે.

---

# પાઠ ६७. મૂર્ખાઈ.

દેશાવર ઝળઝળીઆં અભણ મથાળું
કાળ ઠોઠમોઠ નામું

કોઈ એક બાઈડીના ધણીએ તેના ઉપર દેશાવરથી કાગળ મોકલ્યો. તે કાગળ લઇને પેલી બાઈ એક જણ સારાં લૂગડાં પહેરીને જતો હતો, તેની પાસે વંચાવવા આવી, ને તેના હાથમાં પેલો કાગળ આપ્યો. એણે તે ઉઘેડીને મથાળેથી તે ઠેઠ છેડાલગણ જોઇને પછી ઘણું રોવા માંડ્યું. તેઉપરથી પેલી બાઈડીને ફાળ પડી કે રએને કંઈ માઠી ખબર આવી હોય. એની આંખમાં પણ ઝળઝળીઆં ભરાઇ આવ્યાં, ને પેલાને કહ્યું, ભાઈ, એમાં શું લખ્યું છે, તે ઉકેલીને મને સમજાવો તો ખરા. કેમ રુઓ છો? ત્યારે પેલો બોલ્યો, બાપા, હું તારો કાગળ વાંચીને' નથી રોતો. હું તો મારી મૂર્ખાઇને રોઉં છું, જે આટલો કાગળ વંચાય એટલુંએ હું ભણ્યો નહિ, ને ઠોઠમોઠ રહી ગયો. કહેવત છે કે "ભણે ગણે તે નામું લખે, ને ન ભણે તે દીવો ધરે" એ ખરું છે. એ મને નક્કી થયું. આઉપરથી છોકરાંને સમજી રાખવું ઘટે છે કે જે મૂર્ખ અભણ હોય, તેને પછવાડેથી કેવું લાજી મરવું પડે છે, ને પસ્તાવો થાય છે.

## પાઠ ૬૮. મૂર્ખાઈવિષે કવિતા.

અભિમાન  સરદાર  રાય  ઉર

નિશાની  અસાર  વહેમ  બકવું

દોહરા.

મૂરખ માથે શીંગડાં,
નહિ નિશાની હોય,
સાર અસાર વિચાર નહિ,
જન તે મૂરખ જોય.
અક્ષર એક ન આવડે,
ઉર અભિમાન અપાર,
જગમાં તેને જાણવો,
સૌ મૂરખ સરદાર.
વ્હેમ ભરી વાતો વડી,
બહુ બહુ બકતો જાય,
શીખામણ નહિ સાંભળે,
તે મૂરખનો રાય.

કo દo ડાo

## પાઠ ૬૯. ગધેડું.



વૈતરૂં   આળોટવું   અમીર   દાબડો

ગધેડાં બહુ વૈતરૂં કરે છે, અને જે દુઃખ પડે છે તે ધીરજથી ખમી રહે છે. ગધેડું ઘોડાજેટલું ઉતાવળું હીંડતું નથી; તે ધીમે હીંડે, પણ હઠે નહિ. જો તેની મરજી-પ્રમાણે કામ કરાવ્યું હોય, તો તે ઘોડાકરતાં વધારે વાર-લગણ કામ કરે. ગધેડાને લોક મૂર્ખ જાણે છે, અને મૂર્ખ માણસને કેટલાએક લોક ગધેડો કહે છે; પણ એ બોલવાની રીત ઠીક નથી. ગધેડાં છૂટયાં, એટલે આ-ળોટવાને મંડી જાય, અને એક આળોટે, એટલે તેની દેખાદેખી બીજાંએ આળોટવા માંડે. આળોટયાપહેલાં જે જગાએ ડોક આવવાની હોય, તે ઠેકાણેથી કાંકરાંબાંકરા પગેવતી કાઢી નાંખે છે. ગધેડાં બહુ ભાર લઈ જવા લાવવાને કામ આવે છે. આ દેશમાં ગધેડાઉપર બેસ-વાની લાજ છે; પણ સિંધ દેશમાં તો મોટા મોટા અમીર-સરખા પણ ગધેડે બેસે છે.

ગધેડાંને ચાર પગ હોય છે. તે પાતળા, ને તેનો દાબડો ઊંડો હોય છે, તેથી સીધી ઊંચી ટેકરીઉપર ચડી જાય છે. ગધેડાંના કાન લાંબા હોય છે. ગધેડીનું દૂધ માંદા માણસને પીવરાવે તો ઘણો ગુણ કરે છે.

# પાઠ ૭૦. ગધેડાની વાત.

દેહરું                    ન્યાલ

એક જણપાસે પૈસા ઘણા હતા, પણ તેની પાસે એક ગધેડો હતો. તેને તે પૂરૂં ખવરાવે નહિ. એક દિવસ એને ભત્રીજે એનીપાસે કંઈ પૈસા માગ્યા, ત્યારે તે બોલ્યા કે મારી પાસે તો કંઈ નથી, આટલો એક ગધેડો છે, તે જોઈએ તો લઈ જા. તેથી ભત્રીજો ગધેડાપાસે ગયો, ત્યારે તે જાણે તેને કહેતો હોય, કે મને દુઃખમાંથી છોડાવ, એવો તે દેખાયો. ત્યારે તે ગધેડાની તેને દયા આવી, ને તેને લઈ ગયો. થોડા દહાડાપછી પેલો કાકો મરી ગયો, એટલે ભત્રીજો ગધેડે બેશીને કાકાને ઘેર ગયો, અને દેહલામાં ગધેડાને બાંધ્યો. તેની આગળ ઘાસ નાખ્યું, પણ તે તે ખાય નહિ, અને પગેવતી ભોંય ખોતરે તે જોઈ પેલા ભત્રીજાએ વિચાર્યું કે આં શું કરવા ભોંય ખોતરતો હશે. એમાં કંઈ ભેદ હશે. તેથી તે ભોંય ખોદી જોઈ, તો માંહેથી એક ધનનો ચરૂ જડયો. એ રીતે ગધેડે પેલા ભત્રીજાને ન્યાલ કરી નાંખ્યો.

## પાઠ ૭૧. રેશમ.



શેતૂર  પતંગીઉં  તાંતણો  કોશેટો
ખદખદતું  હીરાગળ  મૂગટ  હીર
અબોટીઆં  ગજીઆણી  મશરૂ

એક જાતના કીડા રેશમ કરે છે. તે કીડો શેતૂરનાં પાંદડાં ખાઈને જીવે છે. ઘણાંક પાંદડાં ખાઈ રહ્યાપછી, શરીરમાંથી રેશમનો ઝીણો તાંતણો કાઢીને બોરેક જેવડો કોશેટો કરે છે, ને તેમાં કેટલાક દહાડાલગણ ભરાઈ રહે છે. આ ઉપલા ચિત્રમાં કીડો ને કોશેટો બેઉ પાડેલાં છે. રેશમ કાઢવામાટે કોશેટાને ઊના ખદખદતા પાણીમાં નાંખે, એટલે માંહેનો કીડો મરી જાય, ત્યારે તાંતણો ઉકેળી લે. કોશેટાને એમ ઊના પાણીમાં ન નાંખે, તો કેટલેક દહાડે તેમાંનો કીડો પતંગીઉં થઈ હીર કરડીને બહાર નીકળી જાય. શીવવા ને ભરવાના કામમાં હીર ઘણું આવે છે. તેનાં સારાં સારાં લૂગડાં પણ વણાય છે. રેશમ પહેલું કોશેટા-માથી કાઢે છે ત્યારે તેનો રંગ કંઈક પીળાશપર હોય છે. પછી રાતા, પીળા, લીલા, એવા ભાત ભાતના રંગ તેના-

પર ચડાવે છે. હીરાગળ લૂગડાં ઘણી જાતનાં થાય છે. તેનાં નામ, મુગટા, અબોટીઆં, મશરૂ, કીનખાબ, ગજીઆણી, ને એવાં બીજાં ઘણાં થાય છે.

---

## પાઠ ૭૨. આખલો અને મચ્છર.

| | | | |
|---|---|---|---|
| માતેલો | *સાંઢ | તોબા | અહંકાર |
| નબળા | આંટો | તુચ્છ | ધરાઈને |

એક માતેલો સાંઢ ધરાઈને બેઠો હતો, એવામાં એક મચ્છર ગણગણતો ગણગણતો તેના નાકઆગળ આવ્યો. તે જોઈ આખલો બોલ્યો, રે નીચ! નીકળ અહીંથી, મારા જેવા જબરાને તારા જેવા નબળાપર હાથ ચલાવવો ઘટતો નથી, નહિતો એક પલકમાં તને કચરી નાંખું.

મચ્છરે કહ્યું, તું મને નબળો ગણે છે તો હવે જોજે. પછી તે એક આંટો ફરી આવીને ઝટ લઈને આખલાના નસકોરાંમાં પેશી ગયો, ને માંહે એટલા તો ચટકા ભર્યા કે તેને તોબા તોબા કરાવી. તે પગ પછાડે, પૂછડી પછાડે, ને નાકમાંની વેદનાથી તે જાણે ગાંડાજેવો થઈ ગયો. અંતે લાંબો થઈને ભોંયે પડયો ત્યારે મચ્છરે નસકોરામાંથી બહાર નીકળીને કહ્યું, લે જોયું, હવે આજપછી અહંકાર કરીશ મા.

આ વાતઉપરથી સમજવું જે ગમે એવો હલકો હોય તેને પણ તુચ્છ ન ગણવો, અને પોતે મોટો છે એવો અહંકાર કદી ન કરવો.

---

*સાંઢ એટલે આખલો.

## પાઠ ૭૩. મચ્છર અને કરોળીઓ.

કરોળીઓ   બહેકવું   જીતવું

હરાવવું   જાળું   શેર

પેલો મચ્છર આખલાને જીતીને બહુ ફુલાઈ ગયો, ને બોલ્યો, જુઓ, આ મોટા સાંઢીઆને મેં કેવો હરાવ્યો! મારી બરોબરી હવે કોણ કરનાર છે!

એક કરોળીઓ આવા ગર્વના બોલ પોતાના જાળામાંથી સાંભળીને તેની મૂર્ખાઈ પર હસવા લાગ્યો. એવું મોટું કોઈ નથી કે તેના માથાનો કોઈ નજ હોય. શેરને માથે સવાશેર હોયજ.

મચ્છર મનમાં ફૂલાતો ફૂલાતો ઊડતો હતો એવામાં તે કરોળીઆના જાળામાં પકડાયો. જેમ જેમ નીકળવાને વધારે ફાંફાં મારે, તેમ તેમ જાળામાં તે વધારે અટવાતો જાય. પગ, પાંખો, ને ડંખ સૌ બંધાઈ ગયાં, એટલે કરોળીએ આખી આખલાના જીતનારને ઝાલીને મારી નાંખ્યો, ને પોતાને ઠેકાણે લઈ ગયો.

માણસ બહેકી જાય છે ત્યારે એમ સમજે છે કે મારી બરોબર કોઈ નથી, પણ એ કેવળ મૂર્ખાઈ જાણવી.

## પાઠ ૭૪. ખીસકોલી.



કોમળ      રમુજી      ચંચળ

એ જનાવર બહુ રમુજી જણાય છે. કોઈ વાર પાછલા પગપર બેસીને એ હાથવતી કંઈ દાણા કે ફળ ખાતું હોય છે, ત્યારે ઘણું રળિયામણું દેખાય છે. એને ચાર પગ, લાંબી જાડી પૂછડી, અને ઉંદરના જેવું લાંબું મોં હોય છે. એના કાન ઊભા અને આંખો ઝીણી ને ચળકતી હોય છે. એના પગના પંજા વાંદરાના જેવા હોય છે, તેથી કંઈ ઝાલીને ઝાડપર કે ભીંતપર ચડી જાય છે. એના શરીરપર ધોળા ધોળા પટા હોય છે; એનાં રૂવાટાંનો રંગ કાળાશપર હોય છે. એની પૂછડીનાં રૂવાટાંની કલમ બને છે, તે ચીતારાને બહુ કામની છે.

ખીસકોલી બહુ ચંચળ છે. આમથી આમ દોડે, ને આમથી આમ દોડે. આ ઝાડપરથી આ ઝાડપર, ને આ ઝાડપરથી આ ઝાડપર ચડી જાય છે. એ જનાવર દેખીતું ઘણું કોમળ છે. દાણા, ફળ, કે ઝાડમાં બીઆં એ બહુ ખાય છે.

---

## પાઠ ૭૫. છેતરવું નહિ.

પાપ      છેતરવું      સંતાડવું

દડીઓ      ચૂકવવું      કરડી

એક દહાડો એક છોકરો પોતાની માજોડે નાતમાં જ-

'ગવા ગયો. એ છોકરાનું આગલે દિવસે ડિલ બગડ્યું હતું, માટે તેની માએ કહ્યું કે તું આજ કડકો લાડુ લેજે, વધારે ખાઈશ તો વળી માંદો પડીશ. છોકરે કહ્યું, વારૂ. લાડુ આવ્યા ત્યારે માની નજર બીજે ઠેકાણે ગએલી જોઈને પેલાએ આખો લાડુ લીધો, ને તેમાંથી કડકો ભાગી બાકીનો દડીઆતળે સંતાડ્યો. માએ જોયું તો કડકો લાડુ દીઠો. એ છોકરે એના માને છેતરવાનું કર્યું, તે પ્રમાણે તે છેતરાઈ, કેમકે તેને પેલા સંતાડેલા લાડુની કંઈ ખબર પડી નહિ. પણ પરમેશ્વરે એને પાપ કરતાં જોયો. તેની નજર કોઈથી ચૂકવાતી નથી. એ પાપી છોકરાપર તેની કરડી નજર થઈ. એ છોકરે બહુ માઠું કામ કર્યું. કડકા લાડુસારૂ પોતાની વહાલી માને છેતરી, શું એને લાજ નહિ આવી હોય? જેણે નાનપણમાં આવું કામ કર્યું, તે મોટપણમાં તો કોણ જાણે કેવું પાપ કરશે! એવું છોકરૂં કોને ગમે?

## પાઠ ૭૬. ઘડી ને પળ.

તરતું ટંકોટંક ડૂબીજવું

મંદિર જોશી પળ કોષ્ટક

હરીલાલ.—મહેતાજી સાહેબ, દહાડાની ઘડી કેટલી?

મહેતાજી.—દહાડો એટલે શું તે તમે સારીપેઠે સમજ્યા, તો હવે તેપરથી એ જાણવાનું સહેલું છે. દહાડાના સાઠ ભાગ કરીએ, તો એકેક ભાગ ઘડી કહેવાય. ઘડીનું માપ જાણવાને એક વાડકાજેવું વાસણ હોય છે. તેને તળીએ એક ઝીણો વહે પાડેલો હોય છે, તેથી તેને પાણીના વાસણમાં તરતું મુકે છે, એટલે તેમાં પેલા વહેમાંથી પાણી

ભરાતું જાય છે. જ્યારે એ વાસણ છેક ટંકોટંક પાણીથી ભરાઈને ડૂબી જાય, ત્યારે એક ઘડી થાય છે. એ વાડકો કાઢી લઈને વળી તરતો મૂકે છે. તે ડુબી જાય ત્યારે બીજી ઘડી થાય. એપ્રમાણે ઘડીએ ઘડીએ કરવું પડે છે.

કેશવલાલ.—પણ મહેતાજી સાહેબ, તમે જેવાં કહોછો તેવાં વાસણ કંઈ જોવામાં તો આવતાં નથી. તે કોને ત્યાં હોય?

મહેતાજી.—એ વાડકાને ઘડી કહે છે. બધા લોક કંઈ એ વાપરતા નથી. મંદિરે કે જોશીને ત્યાં હોય. કામ પડે ત્યારે એવી ઘડી માંડે છે. પણ કેશવલાલ ઘડીના પળ એટલે શું અને તે કેટલા?

કેશવલાલ.—ઘડીના પળ સાઠ, એવું અમે કોષ્ટકમાંથી શીખી ગયા છીએ.

મહેતાજી.—ઠીક, ઘડીનો બરોબર સાઠમો ભાગ તે પળ.

## પાઠ ૭૭. ભારે ધાતુ (સોનું ને રૂપું).

મોહર કસબ પાલવ વેઢ કંદોરા

સોનું અને રૂપું મોંઘાં ધાતુ ગણાય છે, કેમકે બીજી ધાતુઓ ભોંયમાંથી જેટલી નીકળે છે તેટલી એ નીકળતી નથી. તેટલામાટે સોના રૂપાનો એક નાનોસરખો કડકો હોય તોપણ તેની ઘણી કીમત બેસે. સોનાની મોહરો, અને રૂપાના રૂપિઆ પાડે છે, તેનું કારણ પણ એજ છે. આઠ દશ રૂપિઆ તો આપણી મૂઠીમાંએ રહે, પણ તેટલાનું લોઢું તો એટલું બધું આવે કે આપણાથી ઊપડે પણ નહિ. સોનારૂપાપર કાટ ચડતો નથી, અને એ દેખીતાં

સુંદર ને ચળકતાં, માટે એનાં સારાં સારાં ઘરેણાં થાય છે. કંઠી, કડાં, વેઢ, વીટીઓ સોનાનાં થાય છે. કલ્લાં, સાંકળાં, કંદોરા, એવી એવી જણસો રૂપાની થાય છે. કોઈ તાલેવર હોય, તે તો લોટા, લોટીઓ, વાડકીઓ, અને એવાં એવાં બીજાં વાસણ પણ રૂપાનાં કરાવે છે. અરધા, પાવલી, બે-આનીઓ રૂપાની થાય છે. સોના રૂપાના તાર ઘણા ઝીણા થાય છે. તે તારને હીરાસાથે વણીને કસબ કરે છે. પછી તે કસબની કોર, પાલવ, કે તોઈ વણીને લુગડે ચોડે છે.

---

## પાઠ ૭૮. માણસ અને જનાવર.

### ભાગ ૧.

નાખુશ

જોઈએ વારૂ આપણે અને જનાવર કઈ વાતમાં મળતાં નથી અને કઈ વાતમાં મળતાં છીએ. આપણે ટટાર ચાલીએ છીએ, જનાવરથી તેમ ચલાતું નથી. એ તો પોતાનું મોઢું ભોંયગમ રાખી હીંડે છે. આપણે પગે હીંડીએ છીએ, તેમ જનાવર પણ પગે હીંડે છે. આપણે આંખે જોઈએ છીએ, કાને સાંભળીએ છીએ, નાકે સુંઘીએ છીએ, જીભે ચાખીએ છીએ, અને શરીરે કંઈ લાગે છે તો તે જાણીએ છીએ. જનાવર પણ તેમજ કરે છે. કંઈ સારૂં થાય ત્યારે આપણને ખુશી થાય છે, ને માઠું થાય ત્યારે નાખુશી લાગે છે તેપ્રમાણે ઢોરને પણ થાય છે, એટલે કંઈ સારૂં જોઈને ખુશ થાય, ને માઠું જોઈને નાખુશ થાય. ગાય પોતીકા વાછરડાને જોઈ ખુશ થઈ તેને ચાટે છે, પણ વાછરડું ખોવાય, કે મરી જાય, તો બહુ દુઃખી થાય છે.

## પાઠ ૭૯. માણસ અને જનાવર.

### ભાગ ૨.

વાચા ભાન

આપણને વાચા છે તેથી આપણા મનમાં હોય તે બીજાને કહીને સમજાવીએ, પણ ઢોરથી તેમ થતું નથી. મોઢેથી કંઈ સાદ કરે ખરાં, પણ બોલાતું નથી. કુતરાંને દુઃખ થાય છે ત્યારે તે રડે છે, ને બીએ છે ત્યારે પૂછડી પાછલા પગવચ્ચે ઘાલી દે છે, પણ એનાથી બોલાતું નથી.

આપણને ઇશ્વરે અકલ આપી છે, તેથી વિચાર કરી શકીએ, ને બધું સમજી શકીએ, પણ જનાવરથી તેમ થતું નથી, કેમકે તેને અકલ નથી. આપણે તો જાણીએ કે ઘરને બારી બારણાં શું કરવા હોય; ચૂલા મટોડીના શામાટે કરે છે, ને લાકડાંના શાવાસ્તે કરતા નથી. એ બધી વાતો આપણે તો સમજીએ, ને તેનાં કારણ જાણીએ, પણ ઢોર એવું કંઈ સમજે નહિ.

વળી આપણે સમજીએ છીએ જે સારૂં કામ કરવામાં પુણ્ય છે, ને ખોટું કરવામાં પાપ છે. પણ તેમને પાપ કે પુણ્યનું કશું ભાન નથી.

---

## પાઠ ૮૦. ભાઈબેનનું હેત.

કાંચળી પીઅર મોસાળ

લહુ ને લખી કરીને ભાઈબેન હતાં; તેમને જૂઠું બોલવાની ટેવ નહોતી; વળી એક એકને ઘણું હેત, ને કદી લડે નહિ. એક દિવસ તેમની મા પીઅર જવાની હતી. તેણે બેઉ છોકરાંને કહ્યું કે આજ તમને મોસાળ તેડી

જઈશ. એ સાંભળી તેમને ઘણો હરખ થયો. પછી રમતાં રમતાં લખીના પગની ઠેસે પાણીનો લોટો ઢોળાઈ ગયો, ને તેથી તેમની માની કાંચળી પલળી ને બગડી. પછી તેમની માએ દીઠું ને જાણ્યું જે એ કામ છોકરાંનું હશે. માટે તેમને બોલાવીને કહ્યું, તમે મારી નવી કાંચળી બગાડી, માટે આજ તમને મોસાળ નહિ તેડી જાઉં. એ સાંભળીને બેઉનાં મોં ઉતરી ગયાં. માની રીસ જરા ઉતરી, ત્યારે લખીએ જઈને કહ્યું, મા પાણી તો મારાથી ઢોળાયું હતું, એમાં ભાઈનો તો કશો વાંક નથી, તો એને શામાટે નથી તેડી જતી ? માએ લલ્લુને તેડીને પૂછ્યું, ત્યારે તેણે પણ જેવું બન્યું હતું તેવું કહ્યું. તેથી માએ કહ્યું, વારુ, ત્યારે તું મારી જોડે આવજે. પછી લખી બાપડી ઘેર રહી. વાહ ! એ બે ભાઈબેન કેવાં ડાહ્યાં !

## પાઠ ૮૧. ભાઈબેનવિષે કવિતા.

નિંદે બળવંતા કલેશ હળતાં.

ચોપાઈ.

મળી આપણ જણ બંને બેન,
સંપી રમીએ તો સુખ ચેન;
લડે રડે તો સઘળો શોક,
લાજ ઘટે ને નિંદે લોક.
બળવંતા પરમેશ્વર બાપ,
અમને સંપ સદા તું આપ.
જેથી સુખમાં દહાડા જાય,
કદીએ લેશ કલેશ ન થાય.

હળતાં મળતાં બાળક હોય,
કદીએ લડે રડે નહિ કોય.
રમે જમે ને ગીતો ગાય,
માતા મનમાં રાજી થાય.

ક૦ દ૦ ડા૦

## પાઠ ૮૨. પાણી.

ટપકાં ઝમવું કરા ટીબ

ધૂમર બરફ રૂપ

તમે દીઠું તો હશે જે ચૂલે પાણીની તપેલી મુકી હોય, તેમાંથી વરાળ નીકળે છે. જો તેના ઉપર તાસક ઢાંકીએ ને તેમાં ટાઢું પાણી રેડીએ, તો તે તાસકનીચે પાણીનાં ટપકાં ચોટલાં દેખાય છે. એ પાણી કંઈ ઉપરનું ટાઢું પાણી ઝમીને નીચે ગએલું નથી, એ તો તપેલીમાંની વરાળ તાસકઉપરના ટાઢા પાણીને લીધે ઠરીને તે તાસકની પાછળ ચોંટી રહે છે.

કોઈ વખત ગગનમાંથી કરા પડે છે. તે હાથમાં રાખે તો હાથની ગરમીથી ઓગળી જઈને તેનું પાણી થાય છે. કોઈ વખત ઠાર પડે છે, ત્યારે છાપરાઉપર ઠીબમાં પાણી રાખ્યું હોય, તો તે ઘીની પેઠે ઠરી જાય છે. એને બરફ કહે છે, ને પછી દહાડો ઊગે છે, ત્યારે ઓગળીને પાછું તેનું પાણી થાય છે.

શિયાળામાં સાંજે વેગળેથી ધૂમાડાજેવું દેખાય છે. તેમાં જઈએ તો લુગડાં ભીનાં થાય છે. એને ધૂમર કહે છે. રાતમાં એવી રીતે ઘાસ કે ઝાડનાં પાંદડાંઉપર મોતીના દાણા-જેવું પાણી પડેલું દેખાય છે, તેને ઝાકળ કહે છે.

ત્યારે આ વાતઉપરથી નક્કી થાય છે જે વરાળ, કરા, બરફ, ધૂમર, ને ઝાકળ, એ સર્વ જુદાં જુદાં રૂપ છે પણ તે જાતે પાણી છે.

## પાઠ ૮૩. સાપ.



મધ્યમ પુષ્કળ થેલી

સાપ લાંબો અને જેમ વળવું હોય તેમ વળે એવો હોય છે, કેમકે એના બરડાનાં હાડકાંમાં સાંધા પુષ્કળ છે. મધ્યમ લંબાઇના સાપમાં એવા ત્રણસેં સાંધા હોય છે. કહે છે કે સાપનાં પગ પેટમાં હોય છે, પણ તેમ નથી. એની પાંસળીઓના છેડા જમીનઉપર ટેકી ટેકીને એ ચાલે છે, તેથી લોક જાણે છે કે પેટમાં પગ છે તેવતી ચાલે છે. એના જડબાના પણ જુદા જુદા કડકા છે, તેથી જોઇએ તે રીતે તાણીને નાનું મોટું મોઢું કરે છે.

સાપને એવા દાંત હોય છે કે ઝાલી શકે, તેથી ઉંદર કે કંઇ જનાવર પકડીને આખું ને આખું ગળી જાય છે, પણ તેનાથી ચાવીને ખવાતું નથી. કોઇ સાપને ઝેરી દાંત હોય છે. તે જ્યારે કરડે છે, ત્યારે પેલા ઝેરી દાંત ઘોચે છે, તેથી તેની તળેની ઝેરની થેલી દબાય છે ને તેમાંનું ઝેર તે પોલા દાંત વાટે ઘામાં પેશીને લોહી જોડે ભેગું થઈ જાય છે.

સાપ કરડે કે તરત જખમની ઉપર થોડે છેટે તાણીને પાટો બાંધવો કે તેથી ઝેર બીજા લોહીમાં પસરે નહિ; પછી તેના બીજા ઘટતા ઉપાય કરવા, અથવા જાણીતા માણસપાસે તેને લઈ જવું.

## પાઠ ૮૪. સિંહ ને ઊંદર.—ભાગ ૧.

જીવદાન મહારાજ કાલાવાલા સામર્થ્ય

એક સિંહ ઊનાળામાં ઝાડને છાયે પડ્યો પડ્યો ઊંઘતો હતો. તેના શરીરઉપર થઇને કેટલાક ઊંદરે દોડાદોડ કરી મૂકી. સિંહ જાગી ઊઠ્યો, ને એના પંજામાં એક ઊંદર આવ્યો, તેને એ મારવાનું કરતો હતો. એટલામાં પેલે ઊંદરે કાલાવાલા કર્યા જે મહારાજ, આટલો ગુનો માફ કરો.' સિંહને દયા આવી ને તેને છોડી દીધો. જતી વેળા ઊંદર એટલું બોલ્યો જે સાહેબ, તમે દુઃખમાં હશો, ત્યારે મારાથી તમારી જે ચાકરી બનશે, તે કરીને તમારૂં દુઃખ ટાળીશ, કેમ જે આજ તમે મને જીવદાન આપ્યું. 'પેલો સિંહ હસીને મનમાં કહેવા લાગ્યો જે આ નાનો સરખો ઊંદરડો જોને કેટલી શેખી કરે છે. એને મારા સામર્થ્યનું ભાન નથી. હું આખા વનનો રાજા છું, તેને આ ગરીબડાજેવો ઊંદર કહે છે જે હું તમારૂં દુઃખ ટાળીશ. કેવો ઘેલો છે! એ મારૂં દુઃખ શું ટાળશે!

## પાઠ ૮૫. સિંહ ને ઊંદર.—ભાગ ૨.

હાજર તરણું બજાવશે દાસ

એક વેળા એવું બન્યું જે પેલાજ ઝાડતળે એક જણે જાળ નાંખી હતી. તેમાં એનો એજ સિંહ આવી પડ્યો,

ને ઘણાંએ ફાંફાં માર્યાં, પણ માંહેથી છૂટાયું નહિ, ને બહુ અકળાયો એટલે બૂમો પાડવા માંડી. તે સાંભળીને પેલો ઊંદર દરમાંથી ઝટ લઇને બહાર આવ્યો, ને જોયું તો પેલા સિંહને મોટા દુઃખમાં દીઠો. ઊંદરે વિચાર્યું જે આ વખત, જીવદાનનો બદલો વાળવાનો આવ્યો છે. પછી તેણે સિંહને કહ્યું, મહારાજ, ફીકર કરશો મા, તમારો દાસ હાજર થયો છે. તેનાથી બનશે તે ચાકરી બજાવશે. પછી તેણે પેલી જાળ દાંતવડે કાતરી નાંખી, ને સિંહને છૂટો કર્યો. સિંહ પણ મનમાં સમજ્યો જે તે દહાડે હું હસ્યો હતો, પણ હવે મને ખબર પડી કે વખતે તરણું સરખું હોય તે પણ કામમાં આવે છે. આ વાતપરથી વાંચનારે યાદ રાખવું જે કોઇને હલકું ગણવું નહિ. વખત આવે ત્યારે સૌ કામ આવે છે. વળી કોઇએ આપણું સારૂં કર્યું હોય, તો તેનો પાડ માનીને પ્રસંગ આવે ત્યારે તેનો બદલો વાળવો.

## પાઠ ૮૬. શણ.

| | | | |
|---|---|---|---|
| સાંઠીઓ | બોયાં | સોટી | દીવાસળી |
| રેસા | સૂતળી | ટાટપટી | |

શણના છોડ માણસપૂર થાય છે. તેને પીળાં ફૂલ આવે છે. એ છેટેથી તુવેરનાં જેવાં દેખાય છે. શણનાં બીઆં અને પાંદડાં તો ઝાઝાં કામમાં આવતાં નથી, પણ તેની સાંઠીઓ બહુ ખપની છે. જ્યારે શણનેસારૂ બી વાવે છે, ત્યારે તે ઘણાં પાસે પાસે વાવે છે, તેથી કરીને છોડને લાંબા ફાંટા ફૂટતા નથી. એ છોડનાં ફૂલ ખરી ગયાપછી શીંગો આવે છે. તે પાકીને ઘૂઘરાની પેઠે ખડખડ વાગે છે, ત્યારે ખેતરમાંથી શણના સૂકાએલા છોડ ઉપાડી લે છે. વળતી

તેના ભારા બાંધીને તળાવ, નદી, કે બીજી કંઈ પાણીની જગ્યા હોય, ત્યાં ભાર મૂકીને કાદવમાં દબાવી રાખે છે. તેનો રસ કોહી જાય છે, ત્યારે બહાર કાઢીને તે એક એક સોટીને છેડેથી જરા મરડીને ભાગે છે, એટલે તેમાંથી રેસા નીકળે છે, ને જે બોયાં રહે છે, તેની દીવાસળી કરે છે.

એ રેસાને ધોઈ સાફ કરે છે, ને તેની સૂતળી વણે છે. ટાટ પણ એનાજ વણાય છે. સૂતળીના ટાટ વણે છે, તેને ટાટપટી કહે છે.

## પાઠ ૮૭. શિયાળ.

શિયાળવાં ભૂંગળાં વાઢ બોલ ખંડેર*

મેદાનમાં રાત્રે જનાવરો બૂમો પાડે છે, તે તમે જોયાં હશે. એમનું નામ શું? એમને શિયાળવાં કહે છે.. તમે શિયાળવાં દીઠાં છે? ના, શિયાળ ઘણું બીકણ જનાવર છે, તે દિવસે બહાર નીકળતું નથી, કોઈ ચોરીથી નીકળે તો નીકળે.

શિયાળ કુતરાના જેવડું, ને મેલા પીળા રંગનું હોય છે. એને લાંબું ને છેડેથી ભૂંગળાંજેવું મોં હોય છે. એને કાનને છેડે અણી હોય છે, ને એની પૂછડીએ બહુ વાળ હોય છે.

રાતે ટોળું થઈ શિયાળવાં ખાવાનું શોધવા નીકળે છે. મુએલાં જનાવર પડયાં હોય તે ખાય છે. વખતે લાગ ફાવે તો ગામમાંથી કુકડાં કે બીજાં નાનાં જનાવરો ચોરી જઈ મારી ખાય છે. જ્યારે પેટ ભરીને માંસ ન મળે ત્યારે ફળ મેવો ખાય છે. તેથી કોઈ વાર વાડીઓમાં ને

---

*ખંડેર એટલે ખંડિએર.

'ઘેરઠીના વાઢમાં પેશીને બહુ નુકસાન કરે છે. એકાંત જગામાં બોલ ખોદી તેમાં શિયાળવાં રહે છે. તેમને ખંડેરમાં રહેવું બહુ ગમે છે.

---

## પાઠ ૮૮. લોભીઓ.—ભાગ ૧.

લોભીઓ જમણવાર પડપૂછ લાભ

એક લોભીઓ હશે તેને ત્યાં એક જણ ગયો ને કહ્યું કે, ભાઈ સાહેબ, તમારે ત્યાં તપેલાં છે તે જરા આજનો દહાડો આપો, તો તમારો મારે માથે મોટો પાડ થશે. આજ મારે ત્યાં જમણવાર છે, તે થઈ રહેશે કે તમારાં તપેલાં તમને પાછાં પહોંચતાં કરીશ. લોભીએ તપેલાં આપ્યાં. થોડા દહાડા ગયા પછી એ તપેલાંમાં બીજાં નાનાં તપેલાં મૂકીને પેલો પાછાં આપવાં આવ્યો, ને પેલા લોભીઆને કહ્યું કે આ સંભાળી લો. પેલાએ ગણવા માંડયાં, તો વધ્યાં. ત્યારે પૂછ્યું કે આટલાંજ લઈ ગયા હતા? તે કહે કે ના, થોડાં લઈ ગયો હતો. ત્યારે પેલે પૂછયું કે આ વધારે કયાંથી આવ્યાં? પેલો કહે કે તમારાં તપેલાં મારે ઘેર વિઆયાં, માટે આ નાનાં તપેલાં મોટાનાં બચ્ચાં છે. પેલે લોભીએ વિચાર્યું જે આ તો કોઈ મૂર્ખ છે. બીજાનાં તપેલાં મારે ત્યાં ભૂલથી લાવ્યો હશે, ને આમ બોલે છે, માટે હવે વધારે પડપૂછ કરવી નહિ. આપણને તો એમાં લાભ છે એમ વિચારીને બધાં રાખ્યાં.

---

## પાઠ ૮૯. લોભીઓ.--ભાગ ૨.

ધૂતારા નાદાન આદમી

પછી એક વખત પેલો આદમી ફરીને એ લોભીઆને ઘેર ગયો, ને કહ્યું કે ભાઈ, આજ મારે ઘેર વળી નાત છે, તેથી ઘણાં તપેલાંનો ખપ પડયો છે. પેલ લોભીએ કહ્યું, ભલે, જોઈએ તેટલાં લઈ જાઓ. પેલા ઘરમાંનાં બધાં લઈ ગયો, એકે બાકી રાખ્યું નહિ. લઈ જઈને ઘરમાં મૂકયાં તે પાછાં આપ્યાંજ નહિ. ઘણા દહાડા થયા, ત્યારે લોભીએ પેલાને પૂછયું, ભાઈ, કેમ હજુ તપેલાં પાછાં લાવ્યા નહિ. ત્યારે પેલો બોલ્યો જે તે તો મરી ગયાં. પેલો લોભીઓ બોલ્યો, અરે નાદાન, વળી તપેલાં તે મરતાં હશે? ત્યારે પેલો બોલ્યો, ભાઈ સાહેબ, ત્યારે એટલું વિચારોની જે તપેલાં વળી વિઆતાં હશે. પેલો લોભીઓ એટલું સાંભળીને ચૂપ થઇ ગયો. કશુંએ બોલ્યો નહિ. કહેવત છે કે "જયાં લોભીઆ વસતા હોય, ત્યાં ધૂતારા ભૂખે ન મરે."

---

## પાઠ ૯૦. ભીંડી.

વાણ

ભીંડીના છોડ પણ શણના જેવડા ઊંચા હોય છે, પણ એ બંનેનાં ફૂલમાં ફેર છે. શણની શીંગો થાય છે, ને ભીંડીને ઝીણા ઝીણા ભીંડાજેવું થાય છે. શણનું ફૂલ રંગે પીળું હોય, ને ભીંડીના ફૂલનો રંગ ધોળો હોય.

જેમ શણના છોડને કોહવરાવીને તેમાંથી શણના રેસા કાઢે છે, તેજપ્રમાણે ભીંડીના છોડમાંથી પણ કાઢે છે.

એ રેસાને વણીને તેની દોરીઓ કરે છે. એ દોરીઓનાં મોટાં જાડાં દોરડાં પણ બનાવે છે. ઘણાખરા ગરીબ લોક ખાટલો ભરવામાં સૂતરની પાટીને ઠેકાણે વાણ ભરે છે. તે વાણ પણ ભીંડીનું થાય છે.

ભીંડીમાં ને શણમાં રંગનોએ ફેર છે. ભીંડીનો રંગ ધોળો, ને શણનો રંગ કાળાશપર હોય છે. શણના કરતાં ભીંડી ઘણી ટકાઉ ગણાય છે.

---

## પાઠ ૯૧. ઊંટ.



| | | | |
|---|---|---|---|
| ખુંધ | રેતાળ | સંદેશો | મુસાફરી |
| રણ | ચરબી | પોષણ | સાંઢણી |

ઊંટ બહુ ઊંચું, ને તેની પીઠપર મોટી ખુંધ નીકળેલી હોય છે. એનું ગળું લાંબું અને મોં નાનું છે. હોઠ તો હાલ્યાંજ કરે છે. એ દેખીતું તો ઘણું તરેહવાર છે, પણ બહુ કામનું છે. રેતાળ જમીનપર બહુ ઝડપથી ચાલે છે,

તેથી, તથા પાણીવગર કેટલાક દહાડાલગી એને ચાલે છે, તેથી, રેતીનાં મોટાં મોટાં રણમાં મુસાફરી કરવાનું તેને ઘણું સહેલું પડે છે.

ઊંટને કાંટાનાં ઝાડ ખાવાં બહુ ગમે છે, તેથી વાટે ચાલતાં બાવળીઓ, કે એવાં કંઈ ઝાડ આવે, તે ખાવા મંડી જાય છે. જ્યારે મોટા રણમાં મુસાફરી કરતાં ઘણાક દહાડાલગી ખાવા પીવાનું નથી મળતું, ત્યારે એની ખુંધ સંકડાઈને નાની થઈ જાય છે, કેમકે તેમાંની ચરબીથી એનું પોષણ થાય છે.

ઘણાં ઝડપથી ચાલનારાં ઊંટને સાંઢણીઓ કહે છે. કામના કાગળ કે સંદેશા લઈ જવાને એ બહુ ખપ લાગે છે.

---

## પાઠ ૯૨. વનસ્પતિની શી શી જણસો આપણા ખાધામાં આવે છે.

### ભાગ ૧.

| | | | |
|---|---|---|---|
| વેલા | સૂરણ | રતાળુ | શકરીઆં |
| બટાટા | કંદ | તળવું | અળવી |
| તાંદળજો | મેથી | પોઈ | બાફીને |

કેટલાંક ઝાડનાં મુળીઆં, થડ, પાંદડાં, ફૂલ, ફળ, બીયાં, સૌ ખાધામાં આવે છે. કેટલાંક ઝાડ મોટાં, કેટલાંક નાના છોડવા, અને કેટલાંક તો વેલાજ હોય. સૂરણ, રતાળુ, શકરીઆં, બટાટા, એ સૌ કંદ ભોંયમાં થાય છે. તેને બાફીને કે તળીને ખાધાં હોય તો બહુ સ્વાદ લાગે છે.

ડાંગર, બાજરી, ઘઉં એના તો દાણાજ ખવાય, તેનાં થડ એટલે સાંઠા ખાધામાં આવતા નથી. પણ શેરડીના તો

સાંઠાજ ખવાય, એનાં પાંદડાં કે બીજું કંઈ ખાધામાં આવતું નથી. શેરડીનો રસ કેવો ગળ્યો લાગે છે!

તાંદળજો, મેથી, પોઈ, અને એવી એવી ઘણી જાતની ભાજીનાં પાંદડાં ને કૂમળાં ડાંખળાં, એ સૌનું શાક થાય છે. એનાં મૂળીઆં તો કઠણ હોય છે; માટે ખાવાના કામમાં આવતાં નથી, કેમકે તે ઘણી વાર દેવતાપર રાખે તો પણ ચડે નહિ. પણ અળવીનાં તો પાંદડાં, દાંડા, ને કંદ ત્રણે ખાધામાં આવે છે.

---

## પાઠ ૯૩. વનસ્પતિની શી શી જણસો આપણા ખાધામાં આવે છે.

### ભાગ ૨.

*સેકટો  અગથીઓ  કડો  લીલવા

સેકટાનાં, અગથીઆનાં, અને કડાનાં ફૂલ તળીને અથવા કઢીમાં નાંખીને ખાય છે, અને તેમાંનાં કેટલાંકની તો શીંગો પણ ખાય છે.

કેટલાંક ઝાડની શીંગો લીલી ને લીલી શાક કરીને ખવાય છે; અને તે સૂકાઇને તેના દાણા નીકળે છે તે પણ ખાધામાં આવે છે. સેકટાની, ચોળાની, ગુવારની, એવી એવી કેટલીક જાતની શીંગો તો એમની એમ રાંધીને ખવાય છે. પણ વટાણા, લાંગ, ને તુવેરની શીંગોને ફોલીને તેના લીલવાનું શાક કરે છે, કેમકે તેનાં છોડાં

---

* સેકટો એટલે સરગુઓ.

જાડાં ને કઠણ હોય છે. વાલની પાપડી કૂમળી હોય, ત્યારે તો તેને છોડાસુદ્ધાં રાંધે છે, પણ કઠણ હોય ત્યારે તો એકલા લીલવાનુંજ શાક કરે છે.

ફળ બહુ જાતનાં થાય છે. કેરી, જાંબુ, નારંગી, કેળાં, એવાં.એવાં ફળ એમનાં એમ ખવાય છે. રીંગણાં, ભીંડા, કોળું, દૂધી, કારેલાં, કંટોલાં, એ પણ ફળ સમજવાં. પણ એ રાંધ્યાવગર ખવાતાં નથી.

---

## પાઠ ૯૪. વહાણ.

પાર સઢ મછવો સીધું સામાન

માછી ખારવા હંકારવું *હલેસાં, તોપ

એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં વખતે મોટી નદી આવે તો આપણે આ પારથી પેલે પાર કેમ જઈએ વારુ? એવે ઠેકાણે તો ઉતરવાને સારુ હોડીઓ રાખેલી હોય છે, તે હોડીમાં બેશીને ઉતરાય. હોડી પાણીમાં તરે છે, કેમકે એ લાકડાની કરેલી હોય છે અને લાકડું હલકું માટે તે તરે છે. માછી કે ખારવા હોય તે હોડી હંકારે છે. હોડીને મોટી ચાદરોજેવાં લૂગડાં બાંધે છે તેને સઢ કહે છે. તેમાં પવન ભરાય, ત્યારે તે ખૂબ ઝડપથી ચાલે છે. પણ નહિ હોય ત્યારે હલેસાં મારીને કે વાંસવતી ટેકીને હોડી ચલાવે છે. નાની નદીઓમાં ફરવાને નાની નાની હોડીઓ હોય છે, પણ મોટા દરિયામાં જવા આવવાને તો મોટી મોટી હોડીઓ હોય છે. બસેં ત્રણસેં હોડીઓ એકઠી કરીએ તે કરતાં પણ તે તો મોટી હોય. એવી હોડીઓને વહાણ

*હલેસાં એટલે ચાટવા.

કહે છે. હોડીને કે મછવાને તો એકાદ સઢ હોય, પણ વહાણને તો એવા ઘણા હોય છે. મછવામાં કે હોડીમાં ભાગ્યે પચાસ આદમી માય, પણ વહાણમાં તો બસેં ત્રણસેં, ને વખતે મોટા વહાણમાં તો હજારો માણસ સમાઈ જાય, ને વળી તે બધાંનું સીધું, સામાન, પેટી, પેટારાસુદ્ધાં રહે. એવા વહાણપર વળી તોપો પણ રાખે છે.

## પાઠ ૯૫. રીંછ.—ભાગ ૧.



બિહામણી મધમાખ મધપૂડા

રીંછને આખે ડિલે જાડા ને લાંબા વાળ હોય છે. રીંછ જમીનપર ચાલે, પાણીમાં તરે, ને ઝાડઉપર પણ ચડે. તેના પગ મજબૂત હોય છે, તેવતી ઝાડ પકડી ઉપર ચડે છે. રીંછનું શરીર બહુ ભારે છે, તોએ તે બિલાડીના જેવી ઝડપથી દોડે છે. તે જુદા જુદા રંગનું હોય છે. કેટલાંએક કાળાં, કેટલાંએક ભૂરાં ને કેટલાંએક ધોળાં પણ હોય. રીંછમાં એક જાત ઘણી બિહામણી હોય છે. રીંછ ફળ, કંદ, માછલી, તથા માંસ ખાય છે. પણ તેને મધ બહુ ભાવે છે. વનમાં પોલાં ઝાડમાં રાની મધમાખ મધપૂડા બાંધે છે તે જો રીંછના જાણવામાં આવે, તો એના ભોગ મળ્યા. આખો દહાડો કરડી કરડીને ઝાડમાં પોતાના પંજા

માય તેવડું કાણું પાડે, ને જોતાં જોતાંમાં સઘળું મધ ખાઇ જાય. મધમાખીનું એની જોડે કશું એ ચાલતું નથી, કેમકે એના વાળ ને એની ચામડીને લીધે ચટકા લાગતા નથી.

## પાઠ ૯૬. રીંછ.—ભાગ ૨.

ભચરડીને

રીંછ માણસપર આવિ છે, ત્યારે પાછલા પગપર ઊભું થઈ આગલે પગે પકડીને બાપડાને ભચરડીને મારી નાંખે છે, પણ તેના પર તે જવલેજ પડે છે. ઘણાંજ ભુખ્યાં થયાં હોય, કે એનાં બચ્ચાંને છેડશે એવું એમને લાગે, તોજ તે માણસની સામાં થાય. એને એનાં બચ્ચાં બહુ વહાલાં હોય છે. જ્યાં ટાઢ બહુ પડે, ને શીઆળો લાંબો હોય, ત્યાં ધોળાં રીંછ હોય છે. બધી ભોંય બરફથી ઢંકાઈ જાય છે, અને ઘણા દહાડાસૂધી સૂરજ જણાતો નથી, ત્યારે ધોળાં રીંછ બરફમાં ખાડો ખોદીને આખો શીઆળો બચ્ચાંસુદ્ધાં રહે છે. ને ઊનાળામાં બરફ ઓગળવા માંડે ત્યારે બહાર નીકળે છે. એનાં બચ્ચાં કૂતરાજેવડાં હોય છે. તે માની કેડે ભમતાં ફરે છે. પાણીમાં ઉતરે ત્યાં પણ જોડે તરે, ને થાક લાગે ત્યારે માની પીઠપર ચઢી બેસે.

---

## પાઠ ૯૭. હલકી ધાતુ.—ભાગ ૧.

મેળવણી  કંસારા  કલઈઘડા  ભેગ

સોના રૂપાકરતાં વધારે કામની ધાતુઓ તો તાંબું, જસત, સીસું, અને કલઈ વગેરે છે. તાંબાનો રંગ લાલ અને

'જસતનો ધોળો હોય છે, પણ એ બંનેને ગાળીને મેળવે છે, ત્યારે તે મેળવણી પીળી થાય છે, તેને પીતળ કહે છે. હવે જુઓ તાંબાંપીતળનાં વાસણ કેટલાં બધાં થાય છે! લોટા, લોટીઓ, ગાગેર, ઘડા, તપેલાં, તપેલીઓ, વાડકા, વાડકીઓ, કથરોટો, થાળીઓ, કૂંડીઓ, ચરૂ," તાસકો, એવાં એવાં ઘણાંજ વાસણ કંસારા ઘડીને કરે છે, પણ એવાં વાસણને કાટ ચડે છે, માટે કલઈ કરાવ્યાવિના તેમાં કંઈ ખાવું નહિ, કે કંઈ જણસ ઝાઝી વાર ઘાલી મૂકવી નહિ. કલઈ કરાવેલાં તાંબાં વાસણ રૂપાજેવાં ચળકતાં દેખાય છે. કલાઈ રંગે રૂપાજેવી ધોળી હોય છે, પણ એના જેવી કઠણ નથી. કલઈનો કટકો હાથે વાળીએ તો વળે, પણ તેવોજ રૂપાનો હોય તો વાળવો કઠણ પડે. દોહણી, વાડકા, વાડકીઓ નરી કલઈનાં કરવાં જોઈએ; કેમકે કટાય એવી વસ્તુઓ તેમાં રાખવામાં આવે છે. કલઈધિડા એવાં વાસણમાં સીસાનો ભેગ કરે છે તે બહુ ખોટું છે, કેમકે સીસાના ભેગવાળા વાસણમાં રાખેલું ખાધાથી રોગ થાય છે.

---

## પાઠ ૯૮. હલકી ધાતુ.—ભાગ ૨.

ગોળીઓ છરા બંદૂક કાંતીલોઢું

જેમ તાંબા પીતળને કલઈ કરે છે, તેમ વિલાયતમાં લોઢાનાં પતરાંને કલઈ ચડાવે છે. કલઈનો રસ કરીને તેમાં પાતળાં પતરાં બોળી કાઢે છે, એટલે તેપર કલઈ ચડે છે. એવાં પતરાંને કાંતીલોઢુ અથવા ચીનાઈ પતરાં કહે છે. એની દાબડીઓ, પેટીઓ, દાબડાઓ, ફાનસ, અને એવી બીજી ઘણી વસ્તુઓ બનાવીને વોહોરા વેચે છે.

તાંબાનો રસ કરીને તેમાં કલઈ નાંખે છે, એટલે કાંસું થાય છે. કાંસાનાં વાસણ કટાતાં નથી, માટે જમવાની થાળીઓ ને વાડકીઓ ઘણાખરા એનાંજ કરાવે છે. સીસાનો રંગ જસતના જેવો હોય છે ખરો, પણ એના જેવું એ કઠણ નથી. સીસું બહુ નરમ છે; એક કડકો કે પતરૂં સીસાનું હોય, ને તેને વાળીએ તો ઝટ દઈને વળી જાય. બંદૂકની ગોળીઓ ને છરા એના બને છે. રંગના કામમાં સિંદુર આવે છે તે પણ સીસાનું થાય છે.

---

## પાઠ ૯૯. રત.—ભાગ ૧.

મોસમ રત આંબાગાળો ટેઠી ટેકા

કુંપળ મોર તરબૂચ કલ્લોલ રાએણ

વરસની મોટી મોટી મોસમ એટલે રત ત્રણ ગણાય છે, ઊનાળો, ચોમાસું, ને શિયાળો. ઊનાળામાં દહાડા લાંબા ને રાતો ટૂંકી હોય છે. તાપ બહુ પડે છે તેથી ડિલે બફારો વળે છે, તથા નદી, તળાવ, એ સૌમાંથી પાણી સુકાઈને ઓછું થઈ જાય છે. કેટલાંક ઝાડને કુણગા ફૂટી નીકળે છે, પછી તેમાંથી કુંપળો થાય છે, ને તેનાં મોટાં પાંદડાં થાય છે. કેટલાંએક ઝાડપર મોર કે ફૂલ થાય છે. પછી તે ખરી જઈને પછવાડેથી ફળ નીપજે છે. ઊનાળામાં આંબાગાળો શરૂ થાય છે. એ રતમાં કેરીઓ, રાએણ, ટેઠીઓ, તરબૂચ, એવાં એવાં ઘણાં ફળ ને મેવા નીપજે છે. ઝાડપર કોયલ ટોકા કરી રહે છે. બીજાં પંખી પણ ગાય છે, ને કલ્લોલ કરે છે. કેટલાંએક તો પોતાના માળા બાંધે છે.

## પાઠ ૧૦૦. રત.—ભાગ ૨.

ઘમઘોર ચમકારા ગર્જના પૂર દુકાળ
વીજળી કડાકા કાટકો હેલી

ચોમાસાની રત બેસે છે તેમાં વાદળ ઘમઘોર થાય છે. કોઈ કોઈ વેળા વીજળીઓના ચમકારા, ને ગર્જનાના કડાકા, ને વળી કોઈ વેળા કાટકા થાય છે. ખેડુત હળ લઈને પોતપોતાનાં ખેતર ખેડવા મંડી જાય છે. તેમાં બાજરી, જાર, ડાંગર, કપાસ, એવી એવી જણસો વાવે છે. ઘણા વરસાદથી ભોંય પાણીથી તર થાય છે, એટલે ઠામ ઠામ લીલું લીલું થઈ રહે છે, તેથી આખી ધરતી એવી તો રળિયામણી લાગે છે કે કંઈ મણા નહિ. કદી કદી નદી નાળામાં પુર આવે છે. કોઈ કોઈ વખ્ત તો બબે ત્રણ ત્રણ દહાડાની એવી હેલી રહે છે કે બહાર નીકળાય નહિ; કેટલાંક ઘર તો પડી કે ભોંયમાં બેઠી જાય છે. પંખી બાપડાં ભૂખ્યાં ને ભૂખ્યાં માળામાં બેશી રહે છે; ઢોરથી ચરવા જવાતું નથી; એવું એવું માણસને તથા જનાવરને દુઃખ પડે છે, તોપણ તે વરસાદ આવેથી રાજી થાય છે. જો વરસાદ ન આવે તો દાણા કે ઘાસ કશું પાકે નહિ, ને જો પાકે નહિ તો દુકાળ પડે.

## પાઠ ૧૦૧. રત.—ભાગ ૩.

કપાશીઆ કાલાં હિમ સગડી તાપણી
ઠૂંઠવાવું ડગલો તેજનો કૂંડાળું

શીઆળાની રતમાં ટાઢ પડે છે, ત્યારે ખેતરમાં ઘઉં

થાય છે. ચણા અને બીજાં કઠોળ પણ એ રતમાં નીપજે છે. ચોમાસામાં કપાશીઆ વાવ્યા હોય, તેના ઝાડપરથી કપાસ કે કાલાં ઉતારી લે છે. શિયાળામાં જ્યારે કોઈ વખત ટાઢ બહુ પડે, ત્યારે *હિમ પડે છે, તેથી ઘઉં, કપાસ, વગેરેને ઘણું નુકશાન લાગે છે. ટાઢ ન વાય માટે કેટલાક ડગલીઓ, કેટલાક બેવડાં અંગરખાં, ને કોઈ જાડાં લુગડાં પહેરે છે. ઘરમાં સઘડીઓમાં દેવતા કરીને તાપે છે, ગામડાંમાં ને ખેતરમાં સવારને પહોર કે રાતે તાપણીઓ કરીને તેની આગળ પછાડી કૂંડાળું વળીને માણસ તાપવા બેસે છે. શીઆળામાં દહાડો ટૂંકો ને રાત મોટી હોય છે. બાપડા ગરીબ માણસ, જેની પાસે પહેરવા ઓઢવાનું ન હોય, તે મહા મહા દુઃખ પામે છે. કંઈક વખત તો હિમ પડે, ત્યારે બિચારાં જનાવર ટાઢે ઠૂંઠવાઈને મરણ પામે છે. શીઆળામાં ભૂખ સારી પેઠે લાગે છે. એ રતમાં તેજાનો નાંખીને સારૂં સારૂં ખાવાનું કરી રાખે છે, તે રોજ સવારે ખાય છે.

## પાઠ ૧૦૨. હાથી.

ચૂડા દુશ્મન સૂંઢ રમકડાં

હાથી એ બહુ મોટું જનાવર છે. એક માણસના માથાપર બીજો ઊભો રહે તો એની પીઠે પહોંચાય. તેમજ છ સાત માણસ લાંબે હાથે એક બીજાના આંગળાં પકડીને કૂંડાળું વળીને ઊભા રહે, તો તે એના શરીરની આસપાસ પહોંચી વળે. એને ચાર પગ હોય છે, તે થાંભલાજેવા જાડા ને માણસપૂર ઊંચા હોય છે. એના શરીરપ્રમાણે જોતાં એની પૂછડી ઘણી નાની અને પાતળી છે. બીજાં

જનાવર જેમ મોઢાવતી ખાવા પીવાનું ઉપાડે છે તેમ એ ઉપાડતો નથી; પણ જેમ આપણે આપણા હાથવડે લઈને ખાઈએ પીએ છીએ, તેમ એ સૂંઢવતી કરે છે. સૂંઢ ઘણી કામની છે. તેવડે ઝાલવું હોય તે ઝાલે, અને અટપટી ગાંઠ હોય તે પણ છોડે.

હાથીને બેવડા દાંત હોય છે; કહે છે કે "હાથીના દાંત ચાવવાના જુદા ને દેખાડવાના જુદા." બહાર જે દેખાય છે તેવતી કંઈ ચાવતો કે ખાતો નથી; એ તો એના દુશ્મનને મારવાના કામમાં આવે છે; વળી એની ઘણી વસ્તુઓ આપણા કામનેસારૂ બને છે. ચૂડા, રમકડાં, અને બીજી ઘણી ચીજો એનાં થાય છે.

---

## પાઠ ૧૦૩. ઘર.—ઈંટ.

છાત    ગોતર    લોંદો    ચોકઠું

ભઠ્ઠી    કસણવું    *પણો    અલગ

ઘણાંક ઘરને ઇંટની ભીંત હોય છે. જ્યાં પથરાની છત હોય, ત્યાં તો ઇંટને ઠેકાણે પથરાજ વાપરે છે. ઘણાંખરાં ગામડાંમાં તો ઇંટની ભીંતો હોતી નથી, પણ માટી અને ગોતર બેને એકઠું કસણીને તેની બાંધેલી હોય છે. કુંભાર ઇંટો પાડે છે. પહેલાં તો તે સારી જોઈએ તેવી માટી તળાવમાંથી કે બીજે કોઈ ઠેકાણેથી ખોદી લાવે છે. પછી તેને જરા સૂકાવા દઇને તેમાં પણો કે રાખ ચાળીને નાંખે છે. વળતી તેમાં પાણી રેડીને પલાળે છે અને ખૂબ ગુંદી ગુંદીને ચીકણી ગારજેવી કરે છે.

---

*પણો એટલે ઝીણી રેતી.

ગારો તૈયાર થયો કે તેમાંથી થોડો લોંદો લઈને ઇંટના આકારજેવા લાકડાના ચોકઠામાં પાથરીને થાપી દે છે, એટલે કાદવની ઇંટ પડી રહે છે. વળી તે ચોકઠું અલગથી ઉપાડી લે છે, ને પાણીમાં જરા ધોઈ નાંખે છે, તેથી બીજી ઇંટ પાડવાનો લોંદો તેમાં મૂકે છે તે કોરે વળગી જતો નથી. લાકડાના ચોકઠાને ઠેકાણે પીતળના સાંચા વાપરતા હોય તો વારે ઘડીએ પાણીએ ધોવાની જરૂર રહે નહિ; એવી રીતે હજારો ઇંટો હારબંધ પાડ્યા જાય છે. પછી તેને તડકે સૂકવીને ભઠ્ઠીમાં પકવે છે.

## પાઠ ૧૦૪. કોલ અને ભીંત.

### કોલ

નરી ઇંટે કંઈ ઘર બંધાય નહિ; તેની સાથે કોલ અથવા કેલ જોઈએ. હવે મટોડાનો કરો કે ભીંત બાંધવી હોય, ત્યારે મટોડીનો કોલ કરે છે, પણ છોબંધ કરવું હોય, તો છો જોઈએ. મરડીઆ કાંકરા ધોળા ધોળા થાય છે, તેને ઇંટની પેઠે ભઠ્ઠીમાં પકવે, ત્યારે તેની છો થાય. એવી છો લાવીને તેને ચાળીને પાણી નાંખીને ગારો કરે છે તેને કોલ કહે છે. જ્યારે કડીઓ પહેલવહેલી ભીંત બાંધવા માંડે છે, ત્યારે તે ભોંયમાં લાંબો ખાડો મજૂર-પાસે ખોદાવે છે, અને તેને તળીએ કોલનો જાડો થર પાથરીને તેપર ઇંટની હાર ગોઠવે છે. તે હારપર બીજો કોલ પાથરીને ઇંટો ગોઠવે છે. એ રીતે વારાફરતી કોલ ને ઇંટોના થર કરીને ભીંત કરે છે. ભીંત કરવી હોય ત્યારે ખાડામાંથી શું કરવા બાંધવા હશે વારુ? તેનું કારણ એટલુંજ કે પેલી ભીંત બરાબર થીર ઊભી રહે. ખાડામાં જે ભીંત બાંધે છે, તે પાયો કહેવાય છે. જેમ ઝાડનાં

'મુળીઆં ભોંયમાં હોય છે તેને આધારે તે ઊભું રહે છે તેમ ભોંયમાં પાયો નાંખે છે તેવડે ઘર ઊભું રહે છે.

## પાઠ ૧૦૫. છાપરૂં અને માળ.

ખલાશી કામડાં મોતીઆ પકવાસા *ભારોટીઆ
વહેરવું કરાઈ સરડવું વળી †લગ

કડીઆએ ભીંતો તૈયાર કરી. હવે ઘરમાં વરસાદનું પાણી ન આવે અને તાપ ન લાગે માટે ઉપર છાપરૂં કરવું જોઈએ. તે સુતાર કરે છે. વચ્ચે એક મોભ ઘાલીને તથા જોઈએ તેટલો ઢાળ રાખીને ઊભી વળીઓ જડે છે. તેઉપર ખલાશીઓ કામડાં સરડે છે. કોઈ તો કામડાંને ઠેકાણે લાંબી લાકડાની ચીપો જેને પકવાસા કહે છે તે જડાવે. છે. એના ઉપર છેલ્લાં નળીઆં ચડાવે છે. નળીઆં કુંભાર ઘડે છે, પણ તે છાપરાપર ચડાવવાનું કામ ખારવો કરે છે. મોટું લાંબું છાપરૂં હોય તો મોભ ને મોતીઆંની વચ્ચે લગ ઘાલવી પડે છે.

ઘણાં ઘરને તો માળ હોય છે. માળ પીઢ પાટીઆંનો કે વાંસ'વળીનો કરે છે. લાકડાના લાંબા કડકા એ ભારોટીઆની વચ્ચે જડે છે, તે પીઢોઆં કહેવાય: અને તેના ઉપર પાટીઆં જડાય છે. વાંસ વળીનો કરવો હોય, ત્યારે તો એકલી વળીઓ જડીને તેનાપર કામડાં ભરી લે છે. માળપર ચડવાને દાદર ને નીસરણી હોય છે. માળને બારીઓ હોય છે. ઘર બાંધવામાં પાટીઆં જોઈએ, તે મોટાં લાકડાંમાંથી કરાઈ વહેરી કાઢે છે.

---

* ભારોટીઆ એટલે પાટડા. † લગ એટલે ગે.

## પાઠ ૧૦૬. લોહું.

ઓજાર કહોડ ગજવેલ એરણ ધમણ

સોના, રૂપા, ને તાંબાકરતાં લોઢું બહુ કામનું છે. એ દીઠામાં તો બહુ સારૂં નથી, પણ એની એટલી બધી કામની ચીજો થાય છે કે એના વગર ચાલે નહિ. આપણે ખાવાનું અન્ન, પહેરવાનાં લુગડાં, અને રહેવાનું કશું એ લોઢું ન હોય તો થાય નહિ. ખેડુત હળવગર ખેતર શી રીતે ખેડે? પણ હળની કોશ લોઢાની થાય છે. જો ખેતર ખેડાય નહિ તો અનાજ અને કપાસ પાકે નહિ; ને તે ન પાકે તો આપણે ખાવાનું અને પહેરવાનું ક્યાંથી મળે? ઘર બાંધનાર જે સુતાર અને કડીઆ, તેમનાં બધાં ઓજાર લોઢાનાં હોય છે; તેમજ ઘરનાં બારી બારણાં કરવાને અને જડવાને ખીલા, સાંકળ, બરડવાં, કડાં, અને એવો એવો ઘણો સામાન જોઇએ, તે પણ લોઢાનોજ થાય છે. પાળી, ચપ્પુ, કાતર એ ગજવેલનાં બને છે, પણ ગજવેલ એ લોઢાનુંજ થાય છે. લુહાર લોઢાનો સામાન કરે છે, તેની કહોડમાં એકતરફ ભઠ્ઠી છે, ને ધમણ ચાલતી હોય છે. બીજીગમ એરણ દાટેલી હોય, તેઉપર મૂકીને જે ઘાટ કરવો હોય, તે તપાવીને હથોડાથી ટીપી ટીપીને ઘડે છે.

## પાઠ ૧૦૭. બે બકરાની વાત.

### ભાગ ૧.

ઠેઠ નિરાશ સાંકડો વસમો

સાંસા ગબડવું નિકાલ અડોઅડ

એક બકરો ઘણા ઊંચા ડુંગરઉપર ચરતો હતો. ચરતાં ચરતાં ઠેઠ ઊંચે ચડયો. એક ટેકરી તો એવી ઊંચી ને ઊભી આવી કે તેપર ચડવાનો લાગ દીઠો નહિ. ચોતરફ જોવા લાગ્યો, પણ કંઈ ફાવે નહિ, ને ઉપર ચારો તો સારો હતો. એ નિરાશ થતો હતો એવામાં એક સાંકડો માર્ગ નજરે પડયો. એ માર્ગ વસમો હતો. ચાલ્યો ચાલ્યો જાય છે; એટલે વળવાનો એક ખાંચો આવ્યો. એ ખાંચો ઘણોજ નઠારો હતો. આમ કરીને વળ્યો, એટલે સામેથી એક બીજો બકરો ઉતરતો મળ્યો. હવે શું કરવું? જ્યાં એકને માવાના સાંસા, ત્યાં બે કેમ માય? પાછા ફરવાની જગા નહોતી; એક એકને અડોઅડ થઈ જાય તોએ કદાપિ બેઉ નીચે ગબડી પડી પૂરા થાય. બેઉ ઊભા રહ્યા, ને એક એકની સામું જોયાં કરે, કાંઈ નિકાલ સૂઝે નહિ.

---

## પાઠ ૧૦૮. બે બકરાની વાત.

### ભાગ ૨.

તમાશો ચતુરાઈ વખાણવું

એક માણસ વેગળેથી જતો હતો, તેણે પેલા બે બકરાને

દૂરથી જોયા, તેવોજ પાસેના ગામના લોકોને આ તમાશો જોવા તેડી લાવ્યો.

અંતે એક બકરો ધીમે રહીને સંભાળીને બેઠો, પહેલો એક પગ વાળ્યો, પછી બીજો વાળ્યો, એમ જેમ બને તેમ સંકડાઇને બેઠો; ત્યારે પેલો બીજો હળવેથી તેના ડિલપર થઈ ચાલી ગયો. પછી બેઠેલો બકરો ધીમે ધીમે ઊઠ્યો ને બેઉ પોતપોતાને રસ્તે થયા.

બેઉ બકરાની ચતુરાઈ ને સમજણ જોઈ બધા લોકે વા, રંગ છે, રંગ છે, એમ બૂમ પાડી. તમે ત્યાં હોત તો તમે પણ તેને વખાણત.

એ બેમાંથી એકે હઠ લઇને ન બેશી પોતાના વાંસા-પરથી બીજાને જવા ન દીધો હોત, તો એમનું શું થાત, છોકરા? બેઉ થાકી થાકી ભૂખે મરત, અથવા એક કે બેઉ ગબડી પડીને જીવ ખોત.

---

## પાઠ ૧૦૯. રૂ.

જીંડવાં ચરખો સૂતરાઉ પોત માદરપાટ
રેંટીઓ ખાદી મલમલ જગંનાથી

છોકરાં, તમે સૌ જાણો છો કે અંગરખું, પાઘડી, ધોતીઆં, એ સૌ સૂતરનાં થાય છે. છીંટ, છાયલ, છીદડી, એ પણ એનુંજ થાય છે. રૂના ઝાડને પીળાં ફૂલ આવે છે. તે ફૂલનાં જીંડવાં થાય છે તેમાં રૂ પાકે છે. કપાસનાં જીંડવાંને કાલાં કહે છે. કાલાં ફાટે છે ત્યારે તેમાંથી રૂ નીકળે છે. એમાં મરી મરી જેવડાં દાણા હોય છે, તે

કપાસનાં બી એટલે કપાશીઆ કહેવાય છે. કપાશીઆ ને રૂ એકઠું હોય ત્યારે કપાસ કહે છે.

કપાસને ચરખામાં પીલે છે, ત્યારે તેમાંથી રૂ ને કપાશીઆ જૂદા પડે છે. રૂને પીંજી ચોખ્ખું કરી રેંટીઆવતી કાંતીને સૂતર કરે છે, ને વણીને તેનાં લૂગડાં કરે છે, તે લૂગડાંને સૂતરાઉ કાપડ કહે છે. જાડામાં જાડું સૂતરાઉ લૂગડું ખાદી છે. એનું પોત ઘણુંજ જાડું હોય છે. ઝીણામાં ઝીણું લૂગડું મલમલ. સૂતરાઉ કાપડ તો ઘણી જાતનાં થાય છે. ખાસ્તો, માદરપાટ, જગંનાથી, એવિના બીજાંએ છે.

---

## પાઠ ૧૧૦. સૂરજ.

બિંબ લાલાશ કરોડ ગાઉ

સૂરજ આપણે રોજ દેખીએ છીએ. એ સવારે ઊગે છે. ને સાંજે આથમે છે ત્યારે લાલાશપર દેખાય છે. તે વખત જો આપણે એના સામું જોઈએ તો જોવાય; પણ બપોરે જ્યારે માથાપર આવે છે, ત્યારે એનું તેજ એવું ભારે હોય છે, જે આંખે દેખી ખમાતું નથી. સૂરજ આથમ્યાપછી ને બીજે દહાડે ઊગતાપહેલાં વચમાં અંધારૂં રહે છે તેને રાત કહે છે. સૂરજ ઊગ્યાપછી તે આથમે ત્યાંસૂધીની વેળાને દહાડો કહે છે. સૂરજના તડકાવડે દરિયાનું પાણી સુકાઈને ઊંચું ચડે છે તેનો વરસાદ વરસે છે. ઝાડપાલો સર્વ એની ગરમીને લીધે ઊગે છે. જ્યાં સૂરજની ગરમી ઓછી ત્યાં ટાઢ ઘણી હોય છે, તેથી ઝાડ પાલો સારી પેઠે નીપજતો નથી. સૂરજનું બિંબ નાનું દેખાય છે, તેનું કારણ એ જે તે કરોડો ગાઉને છેટે છે. ખરેખર તો એ ઘણોજ મોટો છે.

## પાઠ ૧૧૧. ચંદ્રમા.

અજાયો દર્પણ પૂનેમ અમાસ

ચંદ્રમા સૂરજકરતાં પૃથ્વીની પાસે છે. એ કોઈ દહાડો આખો દેખાય છે, તે દહાડાને પૂનેમ કહે છે. પછી રોજ નાનો થતો જાય છે, ને છેલ્લે બે ત્રણ દહાડા તો સુદ્ધાં દેખાતો નથી. પછી પાછો સાંજે સૂતરના તાંતણાથી જરા જાડો ને અજાયાજેવો વાંકો જણાય છે. તેને બીજનો ચંદ્રમા કહે છે. એવો બીજનો ચંદ્રમા મહિને મહિને, એટલે કોઈ વેળા ૨૯ દહાડે અને કોઇ વેળા ૩૦ દહાડે જણાય છે. ચંદ્રમામાં પોતાનું તેજ નથી. એ તો સૂરજનું તેજ એના ઉપર પડીને ત્યાંથી પાછું આપણાભણી વળે છે. દર્પણ સૂરજભણી આડું ધરી રાખીએ છીએ તો એના ઉપરનો તડકો પાછો વળીને બીજીગમ ચકતાજેવો પડે છે, અને તે દર્પણમાંથી આવતો જણાય છે; પણ ખરેખરૂં તેમ નથી. એજ રીતે સૂરજનો તડકો ચંદ્રમાઉપર પડે છે, અને તે ત્યાંથી પાછો વળીને આપણીભણી આવે છે.

## પાઠ ૧૧૨. કલાક અને મિનિટ.

ઘડીઆળ કલાક અવર

મધરાત અંગ્રેજી મિનિટ

હરીલાલ.—મહેતાજી સાહેબ, હવે કલાક એટલે શું તે સમજાવશો?

કેશવલાલ.—ઓહો, એમાં શું? એ તો સહેલું છે. ઘડીઆળ જોઈને કહેવાય કે આટલા વાગ્યા.

હરીલાલ.—હા, એ તો ખરૂંજ તો! એ તો હુંએ જાણું છું, પણ કલાક તે શું હશે?

કેશવલાલ.—દહાડાનો બારમો ભાગ તે કલાક. જુઓની, ઘડીઆળ વાગે છે તેમાં એકથી બારલગણ વાગે છે.

મહેતાજી.—ના કેશવલાલ, તમે ભૂલો છો, દહાડાના ચોવીસ કલાક. હવે એ ગણવાની રીત કેવી છે તે હું તમને કહું; ચિત્ત રાખીને સાંભળો. એક મધરાતથી બીજી મધરાતસૂધી એક દહાડો ગણે છે. તેના ચોવીસ ભાગ કરેલા છે. તેને આપણા લોક ભુલમાં ઘડીઆળના અંગ્રેજી નામ ઉપરથી કલાક કહે છે, પણ અંગ્રેજી ખરૂં નામ તો "અવર" છે. મધરાતથી બપોરસૂધી બાર ને બપોરપછી પાછા બીજી મધરાતસૂધી બાર કલાક ગણાય છે. બે મળીને ચોવીસ. હરીલાલ, દહાડાના કલાક ચોવીસ, ને દહાડાની ઘડીઓ સાઠ, ત્યારે કલાકની ઘડી કેટલી?

હરીલાલ.—સાહેબ, અઢી, કેમકે ચોવીઅઢીએ સાઠ.

મહેતાજી.—બહુ સારૂં. વળી સરત રાખો કે કલાકના બરાબર સાઠ ભાગ કરેલા હોય છે, તેને મિનિટ કહે છે.

---

## પાઠ ૧૧૩. તારા.

| | | |
|---|---|---|
| આભલાં | જલદ | શકિત |
| ગ્રહ | અજ્ઞાની | સેંકડો |

રાતે જ્યારે આભલાં ન હોય, તે વખત ગગનમાં ઊંચું જોયું હોય, તો સેંકડો તારા આપણી નજરે હીરાની પેઠે ચળકતા દેખાય છે. તે ઘણા મોટા છે, પણ ઘણે છેટે તેથી તે નાના દેખાય છે.

તારા બે જાતના છે. કેટલાકનું તેજ થીર માલુમ પડે છે અને કેટલાકનું હાલતું દેખાય છે; થીર તેજ જેનું દેખાય છે તેને ગ્રહ કહે છે. આપણે જે પૃથ્વીઉપર રહીએ છીએ તે પણ એક ગ્રહ છે. જે તારાનું તેજ હાલે છે તે ઘણાજ દૂર, ને સૂરજજેવડા મોટા છે. એકાદ તારા-લગણ કદી જવાનો રસ્તો બાંધેલો હોય, ને એક જલદ ઘોડો દોડતો ચાલ્યો જાય, તો આપણા માથાઉપર જેટલા વાળ છે તેથી પણ વધારે વરસ થાય, તોએ ત્યાં પહોંચાય નહિ.

કોઈ વખત તો ગગનમાં પૂછડીવાળા તારા દેખાય છે; તેઉપરથી તેમને લોક પૂછડીઆ તારા કહે છે. અજ્ઞાની લોક એવા તારા દેખે છે, ત્યારે તેમને ફાળ પડે છે કે હવે આ વરસમાં કંઇ નવું જૂનું થશે, પણ એ મૂર્ખાઈ જાણવી.

## પાઠ ૧૧૪. વરસાદ.—ભાગ ૧.

આપણે પાણીની વાડકી દેવતાઉપર રાખી મેલીએ, તો માંહેથી ધૂમાડાજેવી વરાળ નીકળતી દેખાય છે, અને ધીમે ધીમે પાણી ઓછું થતું જાય છે. એજ રીતે પાણીની વાડકી તડકે રાખી મેલીએ, તો ઘણી વારે તેમાંનું પાણી ઓછું થાય છે. દેવતાઉપરની વાડકીમાંનું બધું પાણી જેમ દેવતાની ગરમીથી વરાળ થઈને ઊડી જાય છે, તેમ તડકે મૂકેલી વાડકીમાંના પાણીની પણ વરાળ તડકાની ગરમીથી થાય છે, ને ઊંચે ચડે છે. પણ તે વરાળ ઘણી પાતળી, તેથી આંખે દેખાતી નથી. એજ રીતે ખાબોચીઉં, તળાવ, કે દરિયામાંનું પાણી સુરજની ગરમીથી વરાળ થઈને ઊંચું ગગનમાં ચડે છે. આપણે જે વાદળાં દેખીએ છીએ તે

એવી ઊંચે ચડેલી વરાળનાં થાય છે. તે પડે છે ત્યારે તેને વરસાદ કહે છે.

## પાઠ ૧૧૫. 'વરસાદ.—ભાગ ૨.

મેહ

વરસાદથી સર્વનું ભલું થાય છે. વરસાદ ન હોય, તો જાર, બાજરી, કે ઘઉં કશુંએ પાકે નહિ. ઘાસ પણ થાય નહિ. કૂવા, તળાવ, નદીઓ સૂકાઈ જાય, તેથી તેને કાંઠે ખેતર હોય તેને પાણી પાવાનું મળે નહિ, એટલે અનાજ મુદ્દલ થાય નહિ; પાણી મળવાના સાંસા પડે; ભોંય સૂકાઇને કઠણ થઇ જાય; ઝાડપાળો પાણીવિના સૂકાઈને મરી જાય. એવું થયું એટલે માણસ, ઢોર, પશુ, પંખી સૌ ભૂખે ને તરશે મરી જવા માંડે. એવું થાય ત્યારે કહે છે જે દુકાળ પડ્યો. માટે વરસાદવિના બધુંએ ખોટું સમજવું. મેંહ આવે છે તેથી ઈશ્વરની કૃપા આપણાઉપર છે એમ જાણવું, ને એટલામાટે એનો મોટો પાડ માનવો ઘટે છે.

---

## પાઠ ૧૧૬. સર્વવ્યાપક ઈશ્વરવિષે

### કવિતા.

આભાસ અંતર ચાસ વિશ્વપતિ
ખોળવું આકાશ કણી

દોહરા.

આસપાસ આકાશમાં,
અંતરમાં આભાસ;

ધાસ ચાસની પાસ પણ,
વિશ્વપતિનો વાસ. ૧
ભોંમાં પેશી ભોંયરે,
કરીએ કાંઈ વાત,
ઘડીએ મનમાં ઘાટ તે,
જાણે જગનો તાત. ૨
ખાલી જગ્યા ખોળીએ,
કણી મુકવા કામ,
કયાંએ જગકર્ત્તાવિના
ઠાલું ન મળે ઠામ. ૩

ક૦ દ૦ડા૦

## પાઠ ૧૧૭. પરમેશ્વર સર્વ ઠેકાણે છે.

શ્વાસ નાડી મુડદું

કેટલાંક અણસમજુ માણસ કહે છે જે પરમેશ્વર દેખાતો નથી, માટે તે મુદ્દલ છેજ નહિ. પણ નીચેની વાતઉપરથી એ કેવું ખોટું પડે છે! આપણને બફારો થાય છે, ત્યારે વીંજણાવડે વા નાંખીએ છીએ, તે આપણા શરીરને સુખ કરે છે. બારી ઊઘાડી તેમાંથી વા વાય છે, ત્યારે કહીએ છીએ જે વા આવે છે; બંધ થાય છે ત્યારે બંધ થયો કહીએ છીએ.

મોંમાંથી ને નાકમાંથી શ્વાસ પેસ નીકળ કરે છે. ઘણો શ્વાસ પેસ નીકળ થાય છે, ત્યારે કહીએ છીએ જે સાસ એટલે શ્વાસ થયો છે.

માણસ હાલે છે, ચાલે છે, બોલે છે, ત્યારે કહેવામાં આવે છે જે એમાં જીવ છે. જ્યારે એમાંનું કશું થતું

નથી, નાડી ચાલતી નથી, ને મુડદું થઇ રેહે છે, ત્યારે કહીએ છીએ જે જીવ ગયો.

હવે ઉપરની સર્વે વાતોઉપરથી વિચાર કરવો જે વા, શ્વાસ, કે જીવ એમાંનું કંઇ પણ આપણી નજરે પડતું નથી, પણ એ છે, એમ આપણી ખાતરી છે. તેમજ પરમેશ્વર છે; પણ વા, શ્વાસ, કે જીવ જેમ દેખાતો નથી, તેમ તે આપણા દીઠામાં આવતો નથી

---

## પાઠ ૧૧૮. છોકરાને શીખામણ.

ભાવ ઠાઠ ભેદ છળ પળી

કૂડી ઠાલો આળ છૂપાવવું

ભુજંગી છંદ.

સુણે શીખવું તે શીખો શીખ સારી,
નઠારાની માનો ન શિક્ષા નઠારી;
ભણો ભાવથી તો ઘણો ભેદ જાણો,
અરે બાળકો અંતરે વાત આણો.
ન ચાલો કૂડી, ને રૂડી ચાલ ચાલો,
ઠગાઈ તણો તો તજો ઠાઠ ઠાલો;
ઘરેણું ઘડેલું પડેલું ખડેલું,
જડે તો જઈને જઈ કહો જે જડેલું.
છળે કે કળે છેતરી જે છૂપાવે,
ઘટે લાજ ને લોકમાં આળ આવે;
પછી જ્યાંસુધી વાળ આવે પળીનો,
નહિ છોડતાં ડાઘ છૂટે ગળીનો.

## પાઠ ૧૧૯. નામવિષે.—ભાગ ૧.

કેટલાક શબ્દ નામ કહેવાય છે. નામ એટલે હરકોઈ વસ્તુનું નામ. પ્રાણી, જગ્યા, અને ચીજોનાં નામ તે નામ કહેવાય છે.

છોકરી એ નામ છે, અને છોકરો એ પણ નામ છે. બાઇડો ને બાઇડી, ઘેટાં ને ગાયો, પંખી અને જીવડાં, એ બધાં નામ છે, કેમકે છોકરી, છોકરો, બાઇડો, બાઇડી, ઘેટાં, ગાય, પંખી, જીવડાં, એ સઘળાં પ્રાણીનાં નામ છે. અને પ્રાણીનાં નામ તે નામ ગણાય છે.

જગ્યાનાં નામ તે પણ નામ છે. મૂલક, શહેર, ગામ, મહોલ્લા, વાડા, એ સંધાં નામ છે. તેમજ ખેતર, રસ્તા, અને વાડીઓ પણ નામ છે.

જે જે વસ્તુ આપણા જોવામાં, સાંભળવામાં, ચાખવામાં, સુંઘવામાં, અને લાગવામાં આવે છે, તે બધી નામ છે; ખડીઓ, પાટી, કલમ, ઝાડ, ગાદી, તકીઆ, અને એવી એવી જે જણસો આપણા દીઠામાં આવે છે તે નામ કહેવાય છે.

સાંભળવામાં જે ચીજ આવે છે તે પણ નામ છે. રસ્તાપરથી ગડગડ ચાલતું ગાડું તમે સાંભળો છો, પણ તે તમે દેખતા નથી. તમારાથી સંભળાયો તે અવાજ છે, અને અવાજ એ શબ્દ નામ છે. તેમજ તમે ઓરડામાં હો, અને તમને બહારથી કોઈ બોલાવતું હોય, તો તમે તેને દેખતા નથી, પણ તમે સાંભળો છો ખરા. હવે તમે સાંભળ્યું તે તેનો સાદ છે, સાદ એ પણ નામ છે. ગર્જના એ શબ્દ પણ નામ છે. આપણે ગર્જના દેખતા નથી પણ સાંભળીએ છીએ ખરા.

## પાઠ ૧૨૦. નામવિષે.—ભાગ ૨.

મોગરો ચંબેલી સુગંધી સોરમ

ગળપણ ખારાશ સાધારણ પુરૂષ

જે ચીજ તમને લાગે છે તે પણ નામ છે. આંખો મીચીને તમે પેટી, પાટલો, થાળી, વાડકો હાથવતી પારખી શકો છો. પેટી, પાટલો, થાળી, વાડકો, એ નામ છે. તમને દુઃખ લાગે છે, પણ તમે તે દેખતા નથી; દુઃખ એ બોલ પણ નામ છે.

તમને કશી વસ્તુનો સ્વાદ લાગે છે તે પણ નામ છે. શાકરનો કે મીઠાનો ગાંગડો મોંમાં મુકો. હવે તમને ગળપણ કે ખારાશ લાગી, તે પણ નામ છે. તેમજ કડવાશ, મીઠાશ, તીખાશ, એ બધાં નામ કહેવાય છે.

કશી વાસ તમને આવે છે, તે પણ નામ છે. મોગરાનું કે ચંબેલીનું ફૂલ લઈને સુંઘશો, તો તમને મીઠી વાસ આવશે. હવે એ જે વાસ આવે છે તે તમે દેખતા નથી; પણ વાસ, સુગંધી, કે સોરમ એ નામ છે.

વળી ઠગાઈ, લુચ્ચાઈ, ભલમનસાઈ, વગેરે માણસના ગુણ, અને રતાશ, કઠણાશ, પીળાશ, પોચાઈ વગેરે વસ્તુઓના ગુણ એ પણ બધાં નામ કહેવાય છે.

એ તો બધી સાધારણ વસ્તુઓનાં અને તેના ગુણનાં નામવિષે કહ્યું; પણ માણેકલાલ કે મોતીલાલ કે ગંગાબાઈ એવાં એવાં સ્ત્રી પુરૂષનાં નામ પણ હોય છે. તેમજ ગૂજરાત, દક્ષિણ, બંગાળા, તાપી, સાબરમતી, સૂરત, અમદાવાદ, પારડી, એવાં એવાં દેશ, નદી, શહેર, કે ગામનાં નામ પાડેલાં હોય છે, એ બધાં નામજ કહેવાય છે.

તમે જે ગામમાં રહો છો, તેનું નામ તે પણ નામ છે. એ રીતે આજના પાઠઉપરથી નામ એટલે શું, અને કયા કયા શબ્દોને વ્યાકરણમાં નામ કહેવું તે તમે સમજ્યા હશો.

## પાઠ ૧૨૧.

## રસ્તામાં રસાળવું નહિ.—ભાગ ૧.

વાણોતર ઉઘરાણો પીતાંબર જાન નુકસાન

ગંગુ ને ધનુ બે નાના છોકરા હતા. તેનો બાપ ગરીબ ને આંધળો હતો, તેથી તેની મા દળણાં દળીને તથા કાંતીને સૌનું પૂરૂં કરતી. ગંગુ બાર વરસનો ને ધનુ દશ વરસનો હતો. બન્નેને વાંચતાં આવડતું, પણ ધનુને બરાબર નહોતું આવડતું. ઘરમાં ખર્ચની ઘણી પેલા પડતી, તેથી એ છોકરા એક કાપડીઆની દુકાને થોડે પગારે વાણોતર રહ્યા. શેઠ તેમને ઉઘરાણી જવાનું, કે તેમનાથી થઈ શકે તેવું નાનું કામ સોંપે. એક દહાડો ગંગુને એના શેઠે કહ્યું, પરમ દહાડે પેલા દુલભદાસ આપણે અહીંથી માલ લઈ ગયા છે, તેમણે રૂપિઆ આપવાનો આજનો વાયદો કર્યો છે, માટે તું હમણા જલદી તેને ત્યાં જા ને લઈ આવ, કેમકે આજ દશ વાગે તે ધોળકે જવાના છે, ને હમણા નવ તો વાગ્યા છે. તું જરા મોડો જઈશ, તો તે જતા રહેશે, ને તેથી મને નુકસાન થશે. ગંગુએ કહ્યું, લોજી, આ ચાલ્યો. વળી શેઠે ધનુને કહ્યું, તારે પણ જવાનું છે. પેલા વેણીરામ પંડયાનું ઘર તેં જોયું છે? ધનુ કહે, હાજી. શેઠે કહ્યું, ઠીક, ત્યારે લે, આ રૂમાલમાં પીતાંબર બાંધ્યું છે, તે તેમને ઘેર આપી

'આવ. રસ્તે રસળીશ નહિ હો. એમની જાન વડોદરે જવાની છે, ને તે આજ દશ કલાકે નીકળવાની છે. તું વહેલો નહિ જાય, તો તે જતા રહશે, કેમકે નવ તો વાગી ગયા છે. તારાથી જઈ પહોંચાય તો હા કહે, નહિ-તો ના કહે, કોઈ બીજા જોડે મોકલું. ધનુએ કહ્યું, હું જઇશ, સાહેબ.

---

## પાઠ ૧૨૨.

## રસ્તામાં રસળવું નહિ.—ભાગ ૨.

અબરખ મદારી

પછી બેઉ છોકરા પોતપોતાને કામે નીસર્યા. થોડેએક-સૂધી બંનેનો રસ્તો એક હતો, તેથી જોડે જોડે વાતો કરતા ચાલ્યા. થોડેક ગયા એટલે એક ઠેકાણે એક રમ-કડાંવાળો ઊભો હતો, તેની પાસે કાગળનાં નાનાં ઝાડ તથા અબરખ જડેલાં સુંદર રમકડાં હતાં. લોક તે જોવાને એકઠા મળ્યા હતા. ધનુએ ગંગુને કહ્યું, હીંડ, પેલાં રમ-કડાં જોઈએ, ને સોંઘાં હોય તો એક બે લઈએ. ગંગુએ કહ્યું, ના. શેઠે કહ્યું છે કે વહેલા જજો તે ભૂલી ગયો? ધનુ કહે આપણે ત્યાં ઊભા નહિ રહીએ. ગંગુ કહે, તોપણ હું તો નહિ આવું. ત્યારે ધનુ એકલો દોડ્યો, ને ગંગુ આગળ ચાલ્યો.

એમને જે પગાર મળતો તેમાંથી પોતાની ખુશીમાં આવે તેમ વાપરવાને હર મહિને એક આનો એમની કને એનાં માબાપ રહેવા દેતાં, તેથી તે મહિનાનો એક આનો ધનુના ગજવામાં હતો, તેનું એક ચળકતું રમકડું ને એક નાનું સરખું ઝાડ તેણે લીધું, ને ઝટ પોતાને કામે ચાલ્યો.

દોડીને પોતાના ભાઈને પકડી પાડ્યો, ને હાંફતાં હાંફતાં કહ્યું, જો મોટા ભાઈ, આ કેવાં સારાં છે! ગંગુએ કહ્યું, બહુ સારાં. પણ તું ચાકરી કરશે કે એણેવતી રમશે? એવે રમકડે રમે એવો તું નાનો બાળક છે? પણ તે જોઈને ધનુ એટલો તો મગન થતો હતો કે મોટા ભાઈએ કહ્યું તે કાંઈ તેણે લખ્યું નહિ. થોડેક જતાં જુદા પડવાના ખાંચા આવ્યા. ધનુ જે રસ્તે જતો હતો ત્યાં એક ઠેકાણે મદારી રમત કરતો હતો. ધનુ ત્યાં જોવા ઊભો રહ્યો. એના મનમાં કે હું જરા જોઈને દોડી જઈશ, પણ જોવાની એટલી બધી મજા પડી કે ઉતાવળો જવાની વાત ભૂલી ગયો, ને અરધો કલાક ગયો તે પણ જણાયો નહિ.

## પાઠ ૧૨૩.

## રસ્તામાં રસળવું નહિ.—ભાગ ૩.

ગૃહસ્થ

એટલામાં એક આખલો દોડતો દોડતો પેલા ટોળામાં પેઠો એટલે નાસાનાસ થઈ; ધનુ પોતાની બગલમાં અબોટીઉં હતું તે સમાલવા ગયો એટલે હાથમાંનાં રમકડાં પડી ગયાં, ને ભીડાભીડમાં લોકના પગતળે ચંપાઈને ભાગી ગયાં. ધનુની આંખમાં આંસુ આવ્યાં. વહેલાં વહેલાં તેણે ઊઠાવી લીધાં, ને જેમ તેમ બેસાડી પાછાં આખાં કરવા માંડયાં, પણ તેમ થયું નહિ, ને અરધોએક કલાક જતો રહ્યો તે કાંઈ જણાયો નહિ. પછી ધનુ વેણીરામ પંડયાને ઘેર જઇને જુએ છે, તો બારણે તાળું વાસેલું. પાડોશીને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે તે તો ગયા. ધનુ આ સાંભળીને બહુજ નાખુશ થયો. તે બીધો કે હવે શેઠ વઢશે, ને કાઢી મૂકશે, માબાપ પણ ઘેર વઢશે, હવે હું શું કરીશ? ઘણોજ ઉદાસ

થઇને પાછો વળ્યો. દુકાને આવીને જુએ છે, તો ગંગુ રુપિઆ લઇને આવ્યો હતો. એના શેઠે પૂછ્યું, અલ્યા પીતાંબર પાછું કેમ આવ્યો? ધનુ વીલે મોઢે બોલ્યો, સાહેબ, તે તો ગયા, તેમને બારણે તાળું છે. શેઠે કહ્યું, તું રસ્તામાં રસળ્યો હોઇશ. ધનુએ કાંઈ જવાબ દીધો નહિ. શેઠે કહ્યું જા, તને આજથી રજા છે; મારી દુકાને તારૂં કામ નહિ. ધનુ ઘણું રોયો, ને કાલાવાલા કર્યા, પણ શેઠે માન્યું નહિ. ત્યારે તે રોતો રોતો ગંગુપાસે જઈ બેઠો, ને પોતાની સઘળી વાત કહી. થોડીએક વારમાં વેણારામે આવી એના શેઠને ઠપકો દેવા માડયો, કે મને દોઢ ગાઉનો ફેરો પડયો. શેઠે કહ્યું, મેં બરાબર વખતે મોકલ્યું, પણ મારો વાણોતર રસ્તામાં રસળ્યો તેથી તમને પહોંચ્યું નહિ. માફ કરજો, મેં તેને કાઢી મેલ્યો છે. પછી વેણારામે ધનુને રોતો જોયો, તેથી તેમને દયા આવી, અને તેમણે શેઠના કાલાવાલા કર્યા, અને ધનુપાસે માફ મગાવી, ત્યારે શેઠે તેને પાછો રાખ્યો.

## પાઠ ૧૨૪. સારૂં વાંચતાં શીખવવાની રીત.—ભાગ ૧.

| | | |
|---|---|---|
| સ્વર | વ્યંજન | જોડાક્ષર |
| બારાખડી | તોતડા | અતડું |

અક્ષરનો શબ્દ થાય છે. અક્ષર સ્વર હોય કે વ્યંજન. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ, એ સ્વર છે. ક, ખ, વગેરે બીજા બધા કકાના અક્ષર તે વ્યંજન ગણાય છે. સ્વરનો ઉચ્ચાર તો એની મેળે પૂરો થાય છે, પણ વ્યંજનનો તેમ થતો નથી. ક્, સ્,

વગેરે અરધા અરધા અક્ષર બોલાય તે વ્યંજન. તેમાં જ્યારે સ્વર મળે ત્યારે પૂરો ઉચ્ચાર થાય છે. જેમ સ્ ને અ મળે ત્યારે સ બોલાય, તેમજ બ્ અને આ મળે તો બા બોલાય. સ્વર ને વ્યંજન મળીને બારાખડીના અક્ષર થાય છે. તેમજ બે કે વધારે વ્યંજન એકઠા મળીને તેને છેડે સ્વર જોડાય ત્યારે જોડાક્ષર થાય. જેમ પ્, ર્, ને આ મળીને પ્રા જોડાક્ષર થાય છે.

જેવો અક્ષર લખ્યો હોય તેવો ઉચ્ચાર કરવો. કોઈ રામ, નામ, ગામ, એવા શબ્દને રોમ, નોમ, ગોમ, એવા પહોળા ઉચ્ચાર કરીને બોલે છે, એ બહુ ખોટું છે.

કેટલાક ડ ને ઠેકાણે ર બોલે છે. ગાડી, ઘોડો, લાડુ, એ શબ્દ લખેલા હોય તેને ગારી, ઘોરો, લારુ, એવો ઉચ્ચાર કરીને બોલે છે, તે ખરું નથી.

કેટલાક તોતડા માણસ ટ, ઠ, ડ, ઢ, ણ અક્ષરને ત, થ, દ, ધ, ન ની પેઠે બોલે છે. જેમ ટોપીને તોપી, ઠીકરુંને થીકરું, ડોશીને દોશી, ઢોરને ધોર, પણને પન કહે છે, તો તે કેવું અતડું લાગે છે! તેમ કોઈ મોતીને મોઠી, કે તાળુંને ટાળું કહે છે એ પણ તેવુંજ લાગે છે.

---

## પાઠ ૧૨૫. સારૂં વાંચતાં શીખવવાની રીત—ભાગ ૨.

ભાન ટેરવું અવાજ સ્પષ્ટ વાક્ય

એવી એવી ભૂલ કરે છે, તેમાં ભાન નથી રાખતા કે આ અક્ષર તે દાંત વડે બોલવો કે હોઠવડે. જો બરાબર સમજણ હોય તો એમ કદી ન થાય. કેટલાક અક્ષર

ગળામાંથી બોલાય છે; ક, ખ, ગ, ઘ, હ, ને અ એ અક્ષરો ગળામાંથી બોલવા. તેમજ ઈ, ચ, છ, જ, ઞ, ય, શ, એ તાળવાસાથે જીભ અડાડીને બોલીએ તો સારૂં સાફ બોલાય. ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, ળ, એ અક્ષર બોલતાં મોઢું બરાબર ઊઘાડવું અને જીભનું ટેરવું ઉપલા દાંતના અવાળુ સાથે લગાડવું. ત, થ, દ, ધ, ન, સ, બોલતાં જીભનું ટેરવું ઉપલા દાંતને અડે છે. જો એમ કરશે, તો તાળું ને ટાળું કે તુરીઆંને ટુરીઆં નહિ બોલાય. ઊ, પ, ફ, બ, ભ, મ, ઓ, ઔ, એ અક્ષર બે હોઠવતે બોલાય છે. ઉપલા દાંત ને નીચલો હોઠ એ બેથી વ બોલાય છે.

એપ્રમાણે હરેક અક્ષરનો ઉચ્ચાર બરાબર ધ્યાન રાખીને કરે અને વાંચે, તો સારૂં વંચાય. કેટલાક છોકરા અધૂરા શબ્દ બોલે છે તે સારૂં નહિ. અરધો, બરફી, દૂધપાક, એવા શબ્દને ઉતાવળ કરીને અર્ધો, બર્ફી, દુધ્પાક, બોલે છે, એ ઘણુંજ અશુદ્ધ છે.

"બાપે મને અર્ધા પૈસાની બર્ફી અપાવી." "કાલે નાતમાં દુધ્પાક પુર્ઈનું જમણ હતું."

આ બોલવું કેવું નઠારૂં દેખાય છે! પણ ઘણાં છોકરાં ઉતાવળ કરીને એમ વાંચી જાય છે. જો ખરેખરૂં વાંચે તો આમ વાંચવું જોઇએ કે "બાપે મને અરધા પૈસાની બરફી અપાવી." "કાલે નાતમાં દૂધપાક પૂરીનું જમણ હતું."

અકેક શબ્દ સ્પષ્ટ વાંચવો અને એક વાર વાંચવો. કોઈ તો અકેક શબ્દ બબે ત્રણ ત્રણ વાર વાંચે છે, તે ઘણું ખોટું લાગે છે. 'વગર વાંકે કોઈ મારે નહિ.' એટલું નાનું વાકય વાંચતાં કોઈ છોકરા અકેક શબ્દ બે

બે ને ત્રણ ત્રણ વાર વાંચે છે. જેમ, વગર વગર વાંકે વાંકે, કોઈ કોઈ, મારે નહિ.

---

## પાઠ ૧૨૬. સારૂં વાંચતાં શીખવવાની રીત.—ભાગ ૩.

કાળજી મુચરકો કબૂલત

વાંચવામાં વળી એક કાળજી રાખવી કે બોલ એક બીજામાં ભરાઈ ન જાય. કોઈ તો વાંચતાં એક બોલના કડકા કરી નાંખી અરધો જોડેના બીજા શબ્દમાં ભેળી દે છે, એ ઠીક નહિ. વળી વાંચતાં કોઈ નાના નાના શબ્દ વચમાં રહી જવા ન જોઈએ. વાકયનો અર્થ સમજવાને સહેલું પડે વાસ્તે વચ્ચે વચ્ચે નિશાનીઓ કરવામાં આવે છે તેમને વિરામચિન્હ કહે છે, માટે તેવી હરેક નિશાની આગળ અટકવું.

( , ) આવી સાતડા જેવી નિશાની આવે તો જરા વાર થોભવું.

( ; ) આવી એટલે સાતડો ને તેપર ટપકું એવી નિશાની આવે તો જરા વધારે વાર અટકવું.

( : ) આવાં બે ટપકાં આવે ત્યારે તો તે કરતાં પણ જરા વધારે અટકવું.

( . ) જ્યારે આવું એક ટપકું આવે ત્યારે ત્યાં વાકય પૂરૂં થયું એમ જાણીને ઉપલી ત્રીજી નિશાની આગળ થોભીએ તે કરતાં વધારે વાર થોભવું.

એવી નિશાનીઓ નથી હોતી ત્યારે ખોટો અર્થ થઈ જાય છે; જેમ કે, એક ચોરનો મુચરકો લખાવી લેતાં એવું થયું કે જ્યાં નિશાની જોઈએ ત્યાં ન થઈ, તેથી

તે છૂટી ગયો. કબૂલત એવી હતી કે, "હું ચોરી કરૂં નહિ, કરૂં તો સરકારનો ગુનેગાર થાઉં." એમાં નહિ શબ્દ પછી સાતડા જેવી નિશાની કરી છે તે ત્યાં નહિ કરેલી અને ભૂલથી કરૂં શબ્દનીજોડે કરેલી તેથી ચોર છૂટી ગયો, કેમકે તેથી એવો અર્થ થાય છે કે મારે ચોરી કરવી, જો ન કરૂં તો ગુનેગાર થાઉં.

તેમજ જો એમ લખીએ કે, "કસન દરજીને તેડી લાવ" તો એમાં બે અર્થ રહે છે. એક તો એ કે કોઈ બીજા માણસને કહે છે કે કસન કરીને દરજી છે, તેને તેડી લાવ. પણ જો આપણે કસનનેજ કહેવું હોય કે તું જઈને દરજીને તેડી લાવ, તો આપ્રમાણે લખેલું બરાબર સમજાશે નહિ; કસન શબ્દની પછી સાતડા જેવી નિશાની હોય, તો ચોખ્ખું સમજાય કે તું જા ને દરજીને તેડી લાવ.

## પાઠ ૧૨૭. સારૂં વાંચતાં શીખવવાની રીત.—ભાગ ૪.

ઘણાં વાકયમાં એક શબ્દ એવો હોય છે કે તેમાં બીજા કરતાં વધારે અર્થ રહેલો છે, અને એ વાંચતી વેળા તેપર વધારે ભાર મૂકવો જોઈએ, અને તેમ નહિ તો તે બોલતાં પહેલાં ને પછવાડે જરા વાર થોભવું.

જુદા જુદા શબ્દપર જોર મૂકયાથી એકજ વાકયના ઘણા અર્થ થાય છે. "તમે આજ ગામ જવાના છો કે?" એ વાકય વાંચતાં જો 'તમે' એ શબ્દઉપર ભાર મૂકીને વાંચે તો તેનો જવાબ એવો નીકળે કે હું નહિ, બીજા કોઇને મોકલીશ. તેમજ જો 'આજ' એ બોલ-

પર ભાર મૂકીને વાંચે, તો એવો જવાબ થાય કે, ના, આજ નહિ, કાલે જવાનો છું. વળી 'ગામ' એ શબ્દ ઉપર જોર મૂકે તો એવું સમજાય કે ગામ કે બીજે કોઈ ઠેકાણે જવાનો છે. એ રીતે એકજ વાકયના ઘણા અર્થ થાય છે.

વળી વાંચતી વખતે એક બીજી સંભાળ રાખવી જોઈએ. કેટલાક લોક ગાવાની પેઠે વાંચે છે, એ બહુ ખોટું છે. રાગ કાઢીને વાંચવું ન જોઈએ, પણ જેમ આપણે વાત કરીએ છીએ તેવી ઢબથી વાંચવું. એવી રીતે વાંચતાં શીખવાની એક સહેલી રીત એ છે કે પ્રત્યેક અક્ષર અને શબ્દનો શુદ્ધ ઉચ્ચાર બરાબર રીતે કરવો તથા ધીમે ધીમે વાંચવું. એપ્રમાણે ધીમે ધીમે સારીપેઠે વાંચતાં આવડયું કે પછી ઉતાવળથી વાંચવાની ટેવ પાડવી, એટલે તેમાં પણ ખોટું નહિ વંચાય, શાથી કે પ્રથમથીજ સારી ઢબપ્રમાણે વાંચવાનો મહાવરો પડેલો છે. તોપણ બોલીએ છીએ તે-કરતાં જરા ધીમે વાંચતાં રહેવું.

સારૂં અને શુદ્ધ બોલતાં, નિશાનીઓ આગળ અટકતાં, અને ખરા શબ્દઉપર ભાર મુકતાં આવડે તોજ સારૂ વાંચતાં આવડયું એમ કહેવાય.

વળી વાંચતાં વાંચતાં વગર નિયમે અને વગર જરૂરે ઠેકાણે ઠેકાણે ઘાંટો કાઢવો નહિ.

કેટલાક જણ એવી રીતે વાંચે છે કે જાણે મોંમાં આખું સોપારી ઘાલ્યું હોય અને વાંચતો હોય તે રીતે જીભને મોંમાં ફેરવા ફેરવીને વાંચે છે, એ ઘણું ખોટું છે.

# પાઠ ૧૨૮. બાળબોધ.

| | | | |
|---|---|---|---|
| લિપિ | ગૂજરાતી | ધર્મપુસ્તક | બ્રાહ્મણી |
| બાળબોધ | સળંગ | મૂળાક્ષર | બોલી |
| અનુસ્વાર | જોડાક્ષર | ધોરણ | |

તમે આ ત્રણ ચોપડીઓ શીખી ગયા તે ગૂજરાતી લિપિમાં લખેલી છે. પણ હિંદુ ધર્મનાં પુસ્તકો, ને કેટલીક વાર્તા વગેરેની ચોપડીઓ તો બીજી તરેહના અક્ષરથી લખેલી હોય છે. તેને બ્રાહ્મણી કે બાળબોધ લિપિ કહે છે. જેને ગૂજરાતી લિપિ વાંચતાં આવડતી હોય, તે જરા મહેનત લઈને એ શીખે તો વાંચતાં આવડે એવી સહેલી છે. જેમ ગૂજરાતીમાં સળંગ લીટી દોરીને લખે છે તેમ, કે છાપેલી ચોપડીઓ વગરલીટીના અક્ષરની હોય છે તેમ, એ લખાતું નથી, પણ એમાં તો એકેક અક્ષરનું નાની લીટી દોરીને માથું બાંધેલું હોય છે.

એ સહેલી રીતે ઓળખવાને આ જોડેના પાનામાં ગૂજરાતી અને બાળબોધ બંઉ મૂળાક્ષર લખ્યા છે. ઉપર ગૂજરાતી અક્ષર છે, અને તેની નીચે બ્રાહ્મણી છે. અની નીચે બ્રાહ્મણી અ, કની નીચે બ્રાહ્મણી ક, એપ્રમાણે લખેલા છે. કેટલાક અક્ષર બાળબોધમા છે તેવા ગૂજરાતી બોલીમા આવતા નથી. માટે ત્યાં ખાલી જગ્યા રહેવા દીધી છે. વધારે તપાસતાં માલૂમ પડશે કે ગૂજરાતીમાં જેમ કાનો, અજ્ઞુ, વરડુ, માત્રા, અનુસ્વાર આવે છે, તેમજ બાળબોધ અક્ષરને પણ લાગે છે. માટે આટલા મૂળાક્ષર આવડે, તો ગૂજરાતીપ્રમાણે કાનો, અજ્ઞુ, વગેરે લગાડીને વાંચતાં વહેલું આવડે. વળી એમાં જે જોડાક્ષર આવે તે ગૂજરાતી અક્ષરના ધોરણપ્રમાણે સમજીને વાંચવા.

## પાઠ ૧૨૯.

### મૂળાક્ષર.

અ આ ઇ ઈ ઉ ઊ
अ आ इ ई उ ऊ ऋ ॠ

એ ઐ ઓ ઔ અં અઃ
ऌ ॡ ए ऐ ओ औ अं अः

ક ખ ગ ઘ ચ છ જ ઝ
क ख ग घ ङ च छ ज झ

ટ ઠ ડ ઢ ણ ત થ દ
ञ ट ठ ड ढ ण त थ द

ધ ન પ ફ બ ભ મ ય ર
ध न प फ ब भ म य र

લ વ શ ષ સ હ ળ
ल व श ष स ह ळ

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૦
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ ०

## पाठ १३०.

अ इ उ ए ऐ

पहेलो 'अ' ने तेनी पासे 'इ' छे, पछी 'उ' ने तेनी साथे 'ए' अने 'ऐ' छे. एटला अक्षर थया, एटले पछी वार लागवानी नथी. महेनतविना इनाम मळे नहि, माटे परमेश्वर उपर विश्वास राखी महेनत लई काम करवुं. 'ए' अक्षरना उपर मात्रा होय तो 'ऐ' थाय.

---

## पाठ १३१.

क ख ज

'अ' ने कानो काढे तो 'आ' थाय, तेमज 'ओ' लखवाने मुश्केल नथी, केमके 'आ' ना उपर एकली एकज मात्रा उमेरवी पडे. गुजराती 'ख' काढवो होय त्यारे वांका पांखडां काढवां पडे छे. बाळबोध 'ख' ने तेम करवानी जरूर नथी. 'र' ने 'व' साथे लखीने एकठुं माथुं दोरे एटले 'ख' थाय. ओळखवुं, जेटलुं, अमे जईए छीए, ए सघळामां 'ज' अक्षर लखेला छे.

---

## पाठ १३२.

### च झ ण

चतुर, चौकाश, ने चूनो, एमां कयो एक अक्षर छे वारु? एमां "च" छे. तेम चोपडीओ वांचतां 'चौ' ने 'चं' सौ आवडशे.

एक झवेरीनी पासे हीरा, मोती, चूनीओ, अने एवुं एवुं घणुं झवेरखानुं हतुं. तेमां झीणां झीणां नंग पण हतां. गूजरातीमां त्रण पाणां काढीने पहेलीने जरा नीचेथी जमणा हाथगम पांखडुं करे एटले 'ण' थाय छे. गूजरात वगेरे उत्तरमां बाळबोध लिपि लखतां गूजरातीना जेवो 'ण' काढे छे; जेम, नारणदास, नमो पण आवजो.

---

## पाठ १३३.

### ध फ ब

जे कोई गरीबगरबांने आपे छे ते खरो धनवान जाणवो. बधा धनवान माणस कंई एवा होता नथी. धर्म करवो तेमां पण विचार राखवो, केमके घणा तो फेल करीने फोसलावीने लई जाय छे. एक दहाडो मारी फोईने त्यां एक फकीर आव्यो, ते बहु बहु समजावीने पांच सात रूपिआनो माल लई जवानुं करतो हतो एटलामां फूआ आव्या. तेमणे ते धूतारने धमकावीने काढी मेल्यो.

---

## पाठ १३४.

भ ळ

बेठो माळो बांधवा,
माळ्यो काळो काग;
बे पांखाळो बोलतो,
नहि रूपाळो राग.

उपर लखेली लीटीओमां ‘ळ’ घणी वार आवेलो छे. ए दोहरो आगळ तमारा भणवामां पण आवी गयो छे. एमां कागडानी वात कही. ए जनावर बीजानी पेठे भोळुं गणातुं नथी. ए तो खळ छे. एमां भलमनसाइनां लक्षण थोडांज दीसे छे.

---

## पाठ १३५.

### आंकडा ने अक्षरविषे.

मूळाक्षरवाळा पानामां छेल्ले बे तरेहना आंकडा मांडेला छे. ते मेळवी जोतां मालूम पडशे के त्रगडा, छगडा, अने नवडा-विना बीजामां थोडोज फेर छे. ए सारी पेठे ध्यान राखीने शीखवा. हाथना लखेला पुस्तकमां आवो ९ नथी होतो, पण ८ होय छे. तेम ‘अ’मां पण फेर छे. एवा पुस्तकमां आम ‘अ’ काढे छे.

समाप्त.